# સત્યવાન સાવિત્રી

## વટ સાવિત્રી વ્રતકથા



શ્રી હરિહર પુસ્તકાલય, સૂરત



"શ્રી"

# સત્યવાન સાવિત્રી

[ વટ સાવિત્રીની કથા-પૂજા વિધિ સહિત ]

: લેખક :

કવિ શિવસિંહ કાળુભાઈ વાળા





: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

ટાવર રોડ.............સુરત.

ઈ. સ. ] [ મૂલ્ય: આઠ આના ] [ ૧૯૫૬

પ્રકાશક : જયંતિલાલ વિઠ્ઠલદાસ મહેતા, શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સુરત.

મુદ્રક : જયંતિલાલ ગોવિંદજી નાયક : શ્રી 'અનાવિલ બંધુ' પ્રી. પ્રેસ, બ. ભા. : સુરત.

# 卐 વટ સાવિત્રીની કથા. 卐

## [ વ્રત અને વિધિ ]

જેઠ સુદ પુનમને દિવસે આ વ્રત કરવાનું હોય છે. ભવિષ્ય પુરાણ અને સ્કંદ પુરાણમાં આ વ્રતનું મહાત્મ્ય બતાવાયું છે. ગુજરાતતરફના શહેરો ને ગામોમાં આ વ્રતને બૈરાંઓ વટસાવિત્રીના વ્રત તરીકે ઓળખે છે. આ વ્રત સૌભાગ્યવ્રત હોઇ ખાસ કરીને સૌભાગ્યની રક્ષા અને સ્વામીનાં આયુષ્યની વૃદ્ધિ માટે સૌભાગ્યવતી સ્ત્રીઓ જ કરે છે. પરણ્યા પછી લાગલાગટ પાંચ વરસ સુધી આ વ્રત કરવાનો રીવાજ આપણા દેશમાં પ્રચલીત છે, પરંતુ ઘણીખરી સ્ત્રીઓ પતિની હયાતી પર્યંત આ વ્રત કરે છે.

આ વ્રત કરનાર દરેક બહેને સવારમાં વહેલાં ઉઠવું. નદી, તળાવ કે સરોવરમાં યા તો પછી કુવે ગમે ત્યાં ઠંડા જળથી સ્નાન કરી પવિત્ર થવું જો બની શકે તો માટી, આંબળા યા સરસવનું તેલ સ્નાન કરતી વખતે ચોળવું. નાહીધોઇ સ્વચ્છ ધોયેલાં વસ્ત્રે બહદ્દી ભાવ ને શ્રદ્ધાપૂર્વક વડના ઝાડને પાણી પાવું. વડના વૃક્ષમાં ભગવાન શંકરનો વાસ માનીને એની યથાવિધિ પૂજા કરવી સંસ્કારી બ્રાહ્મણને સાથે લઇ જઇ વડના વૃક્ષ પાસે બેસી ધૂપ, દીપ, નૈવેદ્ય, પાન, સોપારી ફૂલ, ફળ, ચોખા વિગેરેથી વિધિપૂર્વક પૂજા કરવી. પૂજન કર્યા પછી સફેદ રંગના કાચા સૂતરના તારથી વડના ઝાડના થડને ગોળ વિંટાળતા જતાં સંકલ્પ પ્રમાણે પ્રદક્ષિણા ફરવી. જો બને તો જેઠ સુદ તેરસથી માંડીને પુનમ સુધી ઉપવાસ કરી આ વ્રત ઉજવવું, અને જો ઉપવાસ ન થઇ શકે તો ફળાહાર (ફરાળ) કરી સંકલ્પ મુકવો. આ દિવસે શિવસ્વરૂપ વડ અને બ્રહ્મા સહીત સાવિત્રીદેવીનું પૂજન કરવામાં આવે છે.

આ ત્રણ દિવસનાં વ્રતનાં છેલ્લા પુનમના દિવસે વ્રતનું ઉદ્યાપન કરવું. શંકર-પાર્વતી તથા બ્રહ્મા-સાવિત્રીનાં સ્થાપન કરીને પૂજન કરવાં. બ્રાહ્મણો તથા ગરીબોને અન્ન, વસ્ત્ર ફળફળાદિ તથા દ્રવ્યાદિનું દાન કરવું. બની શકે તો કોઇ યોગ્ય કર્મકાંડી બ્રાહ્મણ દંપતી યુગલનું પૂજન કરીને તેને જમાડીને વસ્ત્રાભૂષણોનાં દાન આપવાં. ત્રણ દિવસનું વ્રત જેનાથી ન બને તેણે પૂનમના એક જ દિવસનું વ્રત કરી વડવૃક્ષનું યથાવિધિ પૂજન કરવું.

# પ્રકરણ : ૧ લું

## " પ્રથમ મિલન "

" પ્રેમ પૂર્વ જન્મનાં પ્રગટ આ જન્મે થાય;
જીવનના પ્રથમ મિલનમાં હૈયે હેત ન માંય.
હ્રદય પ્રેમ ઘેલું બને પ્રિતે નયનો છલકાય;
અતુટ સાંકળ સ્નેહની અણુ ચીતર્યા બંધાય."



"કોઇ આવો, બચાવો, બચાવો."

પ્રભાતનો બીજો પહોર ચાલતો હતો. એ વખતે કૃષ્ણ-સરિતાને કિનારે આવેલા અરણ્ય પ્રદેશમાં એક તરૂણ સુકાં કાષ્ટો કાપતો હતો. તેવામાં એકાએક તેના કર્ણપટ સાથે ઉપરોકત બૂમો સંભળાઈ સાંભળીને તે જાણી ગયો કે, બૂમ પાડનાર કોઈ બાળાઓ છે. અત્યારે તેઓ કોઈ હિંસક પ્રાણી કિંવા કોઇ કઠોર પુરૂષના ભયમાં ફસાઇ પડવાથી ઉપરોકત બૂમો પાડી રહી છે.

એવી કલ્પના થઇ આવવા સાથે જ તે કાષ્ટો કાપવાનું કાર્ય પડતું મુકી, ખભે કૂહાડો મૂકીને દોડયો. કૃષ્ણ સરિતાને સ્હામે કિનારેથી બૂમો સંભળાય છે એવી કલ્પના કરીને તેણે તે દિશામાં દોટ દીધી. સરિતા ઉલ્લંઘીને જતાં જ ભય અને વ્યાકુલતાએ આમતેમ દોડાદોડ કરતી એક બાળીકા ન્હાનકડી ટેકડી નજીક દોડતી હતી. તેની પાછળ એક વિકળ સિંહ ત્રાડ મારતો ઓહુ ઓહુના પ્રચંડ નાદે આસપાસના વાતાવરણને ગજાવતો-સાંભળનારે પ્રાણીઓ તેમજ મનુષ્યોને ભય પમાડતો દોડી આવતો જોયો.'

"સાવીત્રીબા ! સાવીત્રીબા ! હજુ ત્યાં શા માટે ઊભા છો ? આ તરફ દોડી આવો, ન્હાસી આવો. ઝટ ન્હાસી આવો,

નહિ તો એ સિંહ આપના ઉપર તૂટી પડશે. ન્હાસભાગ કરતી બાળાઓમાંથી કેટલીએકને મુખેથી પોકાર નીકળી પડયો."

"પેલા તરૂણે જોયું તો સાવીત્રીના મન ઉપર બાળાઓના પોકારની કશી અસર થઇ નહોતી. તે જે સ્થળે ઊભી હતી તે સ્થળે જ હજુ ઊભી હતી. તરૂણે તેના તરફ દોટ મુકી કારણ કે પેલો સિંહ હવે સાવિત્રી તરફ જ ધસી રહ્યો હતો. તરૂણે દોડતાં દોડતાં બૂમ પાડી."

"ભાગ, ભાગ, બાળા, ભાગી છુટ !"

"નહિ ભાગું. હું અશ્વપતી રાજાની પુત્રી! સાવીત્રી સગર્વ પોકારી ઊઠી, અને તે અચળપણે કશો પણ ભય રાખ્યા સિવાય સિંહનો ગ્રાસ થવા ઊભી રહી. તરૂણે અતી આશ્ચર્યપૂર્વક સાવીત્રી તરફ નજર કરી તો તેના વદન પર ભયનું એક પણ ચિન્હ દેખાયું નહિ. તે વેગપૂર્વક દોડતો તેની નીકટમાં જઇ પહોંચ્યો. સિંહ પણ તે વખતે તેની લગોલગ આવી પહોંચ્યો હતો. સાવીત્રીની લગોલગ પહોંચીને તે હિંસક વનપશુએ તેનો વિકરાળ પંજો સાવીત્રીના સુકોમળ દેહ ઉપર ઊંચો કર્યો. ઊંહુ કરી બળપૂર્વક ફાળ સાધી. આજુબાજુની ન્હાની મોટી ટેકરી-આમાંથી તેનો પડઘો પડયો. જાણે સઘળું કંપી ઊઠયું હોય એવું ભયભર્યું વાતાવરણ તે સ્થળે પ્રસરી રહ્યું. સાવીત્રીની ચિંતા કરતી પેલી બાળાઓ ઊભી ઊભી ચીસો પાડતી ભવ્ય વ્યાકુળતાથી તેના તરફ નીહાળી રહી. તેઓ જાણી ગઇ કે આ ઘડીએ સિંહનો પંજો સાવીત્રીના અંગ પર પડશે. પરંતુ સિંહનો પંજો સાવીત્રીના અંગ પર પડે તે પહેલાં તરૂણે દોડીને સાવીત્રીને ઉપાડી લીધી અને ડાબે હાથે પીઠ પાછળ હડસેલી જમણે હાથે સિંહ સ્હામે કૂહાડો વીંઝયો. સિંહનો પંજો તરૂણની છાતી સાથે અથડાયો. તેના અણીદાર નહોર છાતીમાં બેસી ગયા પરંતુ તરૂણનો ઘા ખાલી ગયો નહિ. સિંહના બે ટુકડા થયા અને પૃથ્વી પર તરફડવા લાગ્યા.

સાવીત્રી તરૂણની પીઠ પાછળથી કૂદી પડી. તેણે પોતાના રક્ષક સ્હામે જઇ દૃષ્ટિ કરી તો તેની છાતીમાંથી રૂધીર ધારાઓ ચાલી રહી હતી. તેની ગોરી ગુલાબી કાયા રૂધીરે ભીંજાઈ રહી હતી.

આપ નીચે બેસી જાઓ નહિ તો બેશુદ્ધ થઇ પછડાઈ પડશો. સાવીત્રીએ કરૂણ વાણીમાં કહ્યું. તેની આંખો તરૂણના રૂપાળા વદન પર સ્થીર થઇ ગઇ.

તરૂણ સાવીત્રીના શબ્દો સાંભળી હસ્યો. તે બોલ્યો બાળા ! આ છાતી પર આ ઘા પહેલવહેલો નથી. આવા અનેક ઘાઓ ખાઈને છાતી રીઢી થઈ ગઈ છે. આ રૂધીર થોડું છે. જો અંગમાંથી રૂધીરની છોળો છુટતી હોય તોય હું બેશુદ્ધ બનું તેવો નથી.

તરૂણના આવા વાકયોથી સાવીત્રી કળી ગઇ કે આ બ્રાહ્મણ પુત્ર નહિ પણ કોઈ ક્ષત્રિય પુત્ર હોવો જોઈએ. કોણ હશે ! તે મનોગત વિચારતી હતી એવામાં દૂરથી દોડતી તેની સખીઓ તેની પાસે આવી ઊભી.

કાં બા કંઇ લાગ્યું તો નથી ને ? એક સાથે ત્રણ ચારના મુખમાંથી એ પ્રશ્ન પૂછાયો.

"મને તો કઇ લાગ્યું નથી પરંતુ તેણે તે તરૂણ તરફ આંગળી લંબાવી. બાળાઓએ તે તરૂણ તરફ દૃષ્ટિ કરી, હજુ તેની છાતીમાંથી રૂધીરની ધારાઓ વહેતી હતી.

"બા, આપને માટે એણે જીવનું જોખમ ખેડયું અને આપ આમ મુંગા કેમ ઊભા રહ્યા છો ? પાટો તો બાંધી દો. બાળાઓ-માંથી એકે તરૂણના આભારનું સાવીત્રીને સ્મરણ કરાવ્યું.

તુરત સાવીત્રીએ તેની અમૂલ્ય ઓઢણીમાંથી એક કટકો કાઢયો.

હં....હં....હં તરૂણે સાવીત્રીને તેમ કરતી અટકાવવા પોકાર પાડયો. એટલીવારમાં તો તેણે તે ટુકડો હળવે હાથે તરૂણની છાતી સાથે લપેટી દીધો.

"તમારૂં ઘર ક્યાં આવ્યું ?" સાવીત્રીએ પૂછયું.

જવાબમાં તરુણે સ્મીત કર્યું

"તમોને આટલું બધું લાગ્યું છતાં વાતવાતમાં હસો છો. તમારી કાયા પરમાત્માએ વજ્રની ઘડી છે ?" સાવીત્રી તરુણ પ્રત્યે કૃત્રિમ રોષ દર્શાવતી બોલી.

'અમારી કાયા અને મન વજ્રના ઘડાયાં છે. તન એ તો કેવળ એક માળખો છે. એની સબળતા કિંવા દુર્બળતા ઉપર કશો આધાર નથી, જેનું મન–જેનો આત્મા સબળ તે જ આ જગતમાં સબળ મનાય છે."

"એ પછી સમજાવજો. હું પૂછું તેનો જવાબ આપો. તમારૂં ઘર કયાં ?" સાવીત્રીએ ફરી એનો એજ પ્રશ્ન પૂછયો.

જવાબમાં ફરી તરુણ હસ્યો.

જુઓ હજુ હસો છો ?

"તમો જ્યાંસુધી મને ઘરનું પૂછશો ત્યાંસુધી હું હસીશ.' તરુણે જણાવ્યું.

"કારણ ?" સાવીત્રીએ આશ્ચર્યથી પૂછયું.

"મારે ઘર નથી."

"શું કહ્યું તમારે ઘર નથી ?"

"ના."

"તો પછી તમો રહો છો કયાં ?"

"એક ઝુંપડામાં"

'સમજી તમો કોઈ તપસ્વી પુત્ર હશો !"

"હા, પણ એકલા તપસ્વી નહિ. અર્ધા તપસ્વી અને અર્ધા સંસારી, અમારી જાત એવી વિચિત્ર છે કે તમો અમોને પૂરેપૂરા ઓળખી શકશો નહિ"

"તરુણનો શબ્દે શબ્દ સાવીત્રીના હૃદયમાં અનેરો આનંદ ઉપજાવતો હતો. સાવીત્રીનાં નયનો તેના નયનો સાથે વારેવારે સંતાકુકડી રમતાં હતાં. ચાર નયનો એક થતાં અમૃતનો વરસાદ

વરસાવતા હતા, એમાં સ્નાન કરતા ઉભયના મુગ્ધ હૈયાંઓ સ્નેહની અતૂટ સાંકળે બંધાતા જતાં હતાં. પૂર્વના સંસ્કારે કે આ ભવ ને વિધિના લેખને પ્રભાવે. સાવીત્રીએ પહેલવહેલો જ આ અરણ્યવાસી તરુણને નિહાળ્યો ત્યારથી તેના પ્રત્યે તેને શુદ્ધ સ્નેહભાવ ઉત્પન્ન થયો. એના પ્રેમાળ હૃદયે ધીમે ધીમે તરુણના હૃદય ઉપર પ્રભુત્વ જમાવવા માંડયું. લાગણી, વિચાર, ભાવના એવી જાદુઇ વસ્તુ છે, એવી વશીકરણભરી શકિત છે કે સ્હામેના હૃદયને પળવારમાં પોતાનું કરી લે છે.

"નયન પદારથ નયન રસ, નયને નયન મીલત;
પ્રથમ પહેલી પ્રિતડી, યેહી નયનો કરંત."

એ રીતે તરુણ તથા સાવીત્રીના નયનો મળ્યાં, નયનના મીલનમાંથી મનની એકાગ્રતા થઇ અને તેમાંથી પળવારમાં પ્રીતિ બંધાઇ ગઇ.

અમે ભૂખ્યા છીએ, અમારે તમારે ત્યાં જમવું છે. આંગણે આવેલા અતિથિનો આદરસત્કાર કરવાને બદલે આમ વારંવાર ઉડાવો છો શું ? સાવીત્રીએ અંગે અંગ મરકતા તરુણને માર્મીક પ્રહાર કર્યો.

તમો ભૂખ્યા છો ? તો ચાલો મારી સાથે, અહીં નજીકમાં જ એક પર્ણકુટી છે. તે પર્ણકુટીમાં મારા વૃદ્ધ માતાપિતા સાથે હું રહું છું. તરુણે જણાવ્યું.

ચાલો, કહી સાવીત્રી તેની સખીઓને લઇ તરુણ પાછળ ચાલી. થોડીવારમાં તરુણ તેઓને એક પર્ણકુટીમાં લઇ ગયો, તે પર્ણકુટી નાની પણ સ્વચ્છ હતી. તેના દ્વાર પાસે ન્હાનકડો બગીચો હતો. તેમાં ગુલાબ, ડોલર, કરેણ, જાઇ, જુઇ, ચંપો, ચંપેલી ઇત્યાદી સુગંધીદાયક પુષ્પો, વૃક્ષવેલીઓ રોપવામાં આવ્યાં હતાં. તદુપરાંત જુદાજુદા ફળો તથા સુશોભીત વૃક્ષોની કયારીઓ હતી. બગીચાના મધ્ય ભાગમાં ચળકતી રેતી પાથરીને સુંદર બેઠક કરી લેવામાં આવી હતી. તરુણે પર્ણકુટીના દ્વાર પાસે

બેઠેલ વૃદ્ધ-વૃદ્ધા બતાવીને સાવીત્રીને કહ્યું...."જુઓ, આ મારા માતપિતા !" તરુણે તેઓને પોતાના માતાપિતાને ઓળખાવ્યા.

સાવીત્રી વૃદ્ધ-વૃદ્ધા પ્રત્યે અવલોકી રહી. તેઓ ઠીક જ વૃદ્ધ થઇ ગયાં હતાં. ઉભયના કેશો બગલાની પાંખ જેવા સફેદ ચમકી રહ્યા હતા. ઉભય વૃદ્ધાવસ્થાને અંગે આંખોએ અંધ થયા હતા છતાં તેઓના મુખો હજુ સાક્ષી પુરી રહ્યા હતા કે તેઓનો ભૂતકાળ ખૂબ સુખમાં વ્યતીત થયો હશે. તેઓએ અસંખ્ય દાસદાસીઓ પર હુકમો ચલાવ્યા હશે. તેઓએ જગતના સઘળા સુખો ભોગવી લીધા હશે

સાવીત્રી તથા તેની સાહેલીઓ તે તરુણના વૃદ્ધ માતપિતાને પગે પડ્યા, તેઓ આશીર્વાદો આપતા પૂછવા લાગ્યા.

બેટા સત્યવાન આ બાળાઓ કોણ છે? તેઓ આપણા મહેમાન છે. સાવીત્રીના પ્રાણરક્ષકનું નામ સત્યવાન હતું. તેણે માતાપિતાને જણાવ્યું.

મહેમાન ક્યાંના મહેમાન? વૃદ્ધોએ ઉત્સુકતાથી પૂછ્યું

એ હું નથી જાણતો. મહેમાનોને પૂછો એમ બોલતો સત્યવાન સાવીત્રી તરફ સપ્રેમ નિહાળી રહ્યો.

તમો કોણ છો બાળાઓ, વૃદ્ધાએ મીષ્ટ સ્વરે પૂછ્યું. માજી હું રાજા અશ્વપતિની પુત્રી, મારૂં નામ સાવીત્રી. આ વનપ્રદેશમાં મારા પિતાજીની આજ્ઞા મેળવી મારી સખીઓ સાથે વિહાર અર્થે આવી હતી, એવામાં નિકટના પહાડમાંથી એક પ્રચંડ સિંહ અમારી પાછળ પડયો. જો આપના વીર પુત્રે સમયસર આવી સિંહનો સંહાર ન કર્યો હોત તો તે વિકાળ વનપશુ મને ફાડી ખાત. મને મૃત્યુના મુખમાંથી બચાવી આપના પુત્રે આભારી બનાવી છે તેથી અમો અમારા રક્ષણહારની પર્ણકુટી જોવા, તેની સાથે અતિથિ થઈ આવ્યા છીએ. ભલે આવ્યા. અમારા અહોભાગ્ય કે અમારી પર્ણકુટીમાં આજે અતિથિઓના પગલાં થયાં. વૃદ્ધાએ આનંદભર્યા ઉદ્‌ગારો ઉચ્ચાર્યા.

સાવીત્રી ? તમો બધા બગીચામાં બેસો, હું તમારે માટે વનફળો લઈ આવું. ઉભા રહો સત્યવાન, હું પણ સાથે આવું છું સાવીત્રીએ કહ્યું.

તમારૂં શું કામ છે ? સત્યવાને સામો સવાલ કર્યો.

મારે તમો ક્યાંથી ફળો લાવો છો તે જોવું છે. સખીઓ તમો અહીં બેસજો. હું સત્યવાન સાથે જાઉં છું. જો આપણા માણસો આવે તો તેઓને અત્રે રોકજો. સાવીત્રીએ તેની સખીઓને જણાવ્યું.

બહુ સારૂં સખીઓએ ટૂંકો જવાબ આપ્યો.

સાવીત્રી સત્યવાન સાથે ચાલી. તેઓ થોડે દૂર ગયા હશે એટલામાં સાવીત્રીનો રથ તથા બે અંગરક્ષક અશ્વરોહીઓ તેને શોધતા સત્યવાનની પર્ણકુટીમાં આવી ચઢયા. તેઓએ બાળાઓને તે સ્થળે જોઈ એક અંગરક્ષકે તેઓને જીજ્ઞાસાપૂર્વક પૂછયું, સાવીત્રીબા ક્યાં છે ?

સત્યવાન સાથે વનફળો લેવા ગયા છે, હમણાંજ પાછા આવશે તમોને અહીં રોકવાનું કહેતા ગયા છે.

અરે તમો કેવા છો ? અમોને ઉભા રાખી અહીં સુધી નીકળી આવ્યા. જો તમારો પત્તો ન મળ્યો હોત તો અમો અશ્વપતી મહારાજ આગળ જઈ શો જવાબ આપત ?

અમે તો આનંદમાં ને આનંદમાં અહીં સુધી નીકળી આવ્યા. એવામાં એક સિંહે અમારા પર હૂમલો કર્યો. જો સત્યવાને આવી ન બચાવી લીધા હોત તો તે વિકાળ સિંહ સાવીત્રીબાને ફાડી ખાત.

તો તો ગજબ થાત ! એક અંગરક્ષક વિસ્મયતાપૂર્વક પુકારી ઊઠયો, બાને કશી ઇજા થઈ નથી ને ?

ત્યારે તો ઠીક, કહી અશ્વરોહીઓએ પોતપોતાના અશ્વો બાંધી દીધા રથવાળાએ પર્ણકુટી પાસે વૃક્ષની છાયામાં રથ છોડયો. અશ્વો તથા બળદોને આજુબાજુમાંથી ચારો લાવી નાખ્યો અને પછી તેઓ બાળાઓ પાસે બેસી સત્યવાન તથા સાવીત્રીના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યા.

# પ્રકરણ : ૨ જું.

## "તડકા છાયા"

"મનુષ્યોના નસીબે છે સુખ ને દુઃખ નિરમાયા;
છવાતા જીવન સૃષ્ટિમાં ઘડી તડકા ઘડી છાયા"



આપણી આ કથાના યુગમાં ભારતીય રાજ્ય મંડળમાં બે રાજવીઓના સિતારાઓ ચમકતા હતા. એક અયોધ્યાના મહારાજા દ્યુમતસેન અને બીજો ચંદપુરીનો રાજા ચંડસેન. આર્યાવર્તના સઘળા રાજાઓમાં તે બન્ને રાજાઓ મહાન ગણાતા હતા.

અયોધ્યાનું રાજ્ય અસલથી જ ગૌરવશાળી ગણાતું. ત્યાંના રાજાઓનું રઘુકુળ સૂર્યવંશીઓની શોભારૂપ લેખાતું. ચંડસેનના રાજ્ય કરતાં તે વિશાળ હતું. રાજ્યની સઘળી ભૂમિ રસાળ અને ફળદ્રુપ હતી રાજ્યના સઘળા ખેડૂતો ઉદ્યમી અને નીતિવાન હતા. તેઓ પોતપોતાના વાડી ખેતરોમાં મનમાની મહેસુલત ઉપજાવતા. એ રીને રાજ્યના સઘળા ખેડૂતો આબાદ અને સુખી હતા જે રાજ્યમાં ખેડુતો આબાદ હોય તે રાજ્યની અન્ય પ્રજા સુખી હોય તેમાં કંઈ નવાઈ નથી. સુખ, વૈભવ અને લક્ષ્મીદેવીની એ રાજ્યમાં છાકમછોળ દેખાતી હતી. સઘળા નરનારીઓ પોતપોતાના ધર્મકર્મ પ્રમાણે ચાલનાર અને રાજ્ય પ્રત્યે વફાદાર હતા, તેથી તેઓ પર ઈશ્વરની મહેર હતી. માગ્યા મેહ વરસતા દેશમાં જ્યાં જુઓ ત્યાં લીલાલહેર હતી.

ચંડસેનનું ચંડપુરીનું રાજ્ય આથી ઉલટી રીતે ચાલતું હતું. રાજ્ય ન્હાનું હતું. રાજ્યની સઘળી ભૂમિ પહાડી હતી તેથી તેમાં કાંઇ પાકતું નહોતું રાજ્યની મહેસુલ વધારે હતી એથી વધારે ખેડુતોનાં હૃદયમાં લુચ્ચાઈ ભરી હતી. દર વરસે તેઓ રાજ્ય

પાસે અત્યાચારો કરાવીને જ મહેસુલ આપતા હતા. ખેડૂતોની કંગાલીયત આખા દેશમાં ડોકીઉં કરતી હતી.

ઘુમતસેન વૃદ્ધ થયો હતો. કરમાં સમશેર પકડી સમરાંગણોમાં ઘુમવાને તે હવે અશક્ત થઇ ગયો હતો. તેનો સેનાપતી જાલીમરાજ રાજ્યના રીપુઓને દાબી રાખતો હતો. જાલીમરાજને લોભમાં લલચાવી ચંડસેને પોતાનો મિત્ર બનાવી લીધો. જ્યારે તે સંપૂર્ણ તેના પક્ષમાં આવી ગયો ત્યારે ચંડસેન વૃદ્ધ રાજા ઘુમતસેન પાસેથી અયોધ્યાનું રાજ્ય પડાવી લેવા તૈયાર થયો. તેનો ઇરાદો જાલીમરાજને જણાવ્યો. મોટી મોટી લાલચોમાં લોભાઇને તેણે ચંડસેનનો પક્ષ ખુલ્લી રીતે સ્વીકારી લીધો, એટલે ચંડસેને અયોધ્યા પર ચઢાઇ કરી. લડાઈ ચાલુ થઈ એટલે જાલીમરાજના હાથ નીચેનું ઘણુ ખરૂં સૈન્ય દુશ્મનને મદદ કરવા લાગ્યું. જે થોડાઘણા રાજભક્ત અને સ્વામીભક્ત સેવકો હતા તેઓ ઘુમતસેનનો કુમાર સત્યવાન જે કેવળ સોળ વરસની કાચી વયનો હતો તેની સરદારી તળે એકત્ર થઈ ચંડસેન તથા જાલીમરાજ સ્હામે થયા લડાઈમાં તે બધા બહાદુરીથી લડતા કપાઇ ગયા અને સત્યવાન અપ્રતીમ શૌર્ય દાખવી સમરભૂમિમાં ઘાયલ થઇ પડયો.

ઘુમતસેનની રાણી સત્યવતી છેક જ વૃદ્ધ હતી છતાં જ્યારે તેણે પુત્ર ઘાયલ થઇ પડ્યાના સમાચાર સાંભળ્યા ત્યારે શાંત રહી શકી નહિ. તે તેના અંગ ઉપર શસ્ત્ર, બખ્તર બાંધી એક ચપળ અશ્વની ઉપર આરૂઢ થઈ રણભૂમિમાં ગઇ. ત્યાં અનેક અરીઓને હંફાવી, પોતાના ઘાયલ પુત્રને અશ્વ પર ઉઠાવી લઇ પુરપાટ અશ્વ દોડાવી નગરમાં જઇ પહોંચી. રાજમહેલમાં જઇ તેણે ચપળ અશ્વો તૈયાર કરાવ્યા. તેઓ પર બેસી વૃદ્ધ ઘુમતસેન સહીત ન્હાસી છૂટયા.

તેઓ એવા ભય વચ્ચે ન્હાસી છૂટયા કે તેઓથી કંઈપણ લઇ શકાયું નહિ. તેઓ ત્રણે અયોધ્યાથી સેંકડો કોશ દૂર જઇ એક અરણ્યમાં અટકયા. તે અરણ્યમાં વહેતી કૃષ્ણા સરિતાને

કિનારે રાણી સત્યવતીએ એક પર્ણકુટી બાંધી, અને એ પર્ણકુટીમાં રહી ઘાયલ પુત્રની સારવાર કરવા લાગી. થોડા દિવસમાં સત્યવાન સાજો થયો એટલે તે માતાને કહેવા લાગ્યો કે—

માતુશ્રી, મને રજા આપો. હું એકલો ચંડસેન સ્હામે યુદ્ધ આદરવા જાઉં અને ચંડસેન સ્હામે શુરવીરતાથી લડી આપની કુખ દીપાવી સમરાંગણમાં મરી અમર નામના કરી લઉં.

માતાએ શુરવીર પુત્રને બોધ આપ્યો કે, બેટા! અત્યારે આપણાથી આપણી ભાગ્યદેવી રીસાઈ છે એટલે સાહસ કરવાથી કાંઈ ફળ મળનાર નથી ચંડસેનના અનગળ દળ સ્હામે તારૂં એકલાનું શું બળ ચાલે? માટે હમણાં અરણ્યમાં શાંતિપૂર્વક રહે. જ્યારે આપણો સમય આવશે ત્યારે હું તને ચંડસેન સાથે લડવાની આજ્ઞા આપીશ. તે વખતે તું તારી લડવાની હોંશ ખુશીથી પૂરી કરજે.

માતાની શિખામણથી સત્યવાન શાંત થયો. હવે તે અરણ્યમાં રહી વૃદ્ધ માતાપિતાની સેવા કરવા લાગ્યો. તે નિત્ય પ્રભાતે વહેલો ઉઠતો, માતાપિતાને સ્નાન કરાવતો; ત્યારબાદ અરણ્યમાંથી કંદમૂળ, વનફળો તથા સૂકાં કાષ્ટો લઇ આવતો. રાણી સત્યવતી તે કંદમૂળો બાફતી. જુદાજુદા વનફળો સમારતી અને સાંજસવાર પતિ તથા પુત્રને એ બધું પત્રાવળીઓમાં પીરસી જમાડતી.

સંસારમાં પ્રત્યેક મનુષ્યોને સુખદુઃખનો અનુભવ થાય છે. શાણા પુરૂષોને માટે સુખદુઃખ તડકાછાયા મનાય છે. મહારાજા દ્યુમતસેનને શીરે અત્યારે જે વિપત્તી આવી પડી તે સંકટની પરીક્ષા કહેવાય.

"રાજા મટી થયા રંક, નહિ એક કોડી પાસ છે;
જે રહેતા રાજભુવનમાં તેનો ઝુંપડીમાં વાસ છે;
હતા દાસ-દાસીઓ હજારે, અહીં એક પણનહિ દાસ છે;
સુતા જે છત્રપલંગોમાં તેને પાથરવાને નહિ ઘાસ છે."

રાજભુવનમાં રહેનાર એ રાજકુટુંબ અત્યારે અરણ્યની ઝુંપડીમાં રહેતા હતા, સુખાસનોમાં બેસનાર ધૂળમાં આળોટતા,

૨૧૭૪૩

ગજરથ અને સુખપાલોમાં બેસી ફરનાર અત્યારે પગપાળા પત્થરોની ઠોકરો ખાતા, બત્રીસ ભાતના ભોજન અને તેત્રીસ જાતના શાક, રત્નજડિત કંચનપાત્રોમાં જમતા એને બદલે પત્રાવળીઓમાં કંદમૂળ અને વનફળો ખાવા પડતા હતા.

આવા ઘોર સંકટો તૂટી પડવા છતાં દ્યુમતસેન તથા તેની રાણી સત્યવતી ધૈર્ય ત્યાગતા નહોતા તેઓ ઉદ્યમવાદી નહિ કિંતુ ઇશ્વરવાદી હતા. ઇશ્વર જેવી રીતે રાખે તેવી રીતે રહેવામાં તેઓ સુખ સમજતાં, અને ખરૂં જોતાં એજ સાચા માનવીઓ છે જે સુખમાં અભિમાનથી છલકાતા નથી અને દુ:ખમાં લેશ પણ ગભરાતા નથી, અને સુખદુ:ખ કે ગમે તે સ્થિતિમાં ભગવાનને ભૂલી જતા નથી.

અયોધ્યાના રાજારાણીએ અત્યારે રાજ-તાજ સુખ-વૈભવ એ સર્વસ્વ ગુમાવ્યું હતું; પરંતુ તેઓ પાસે એક મહામૂલ્ય ખજાનો હતો અને તે તેઓનો પુત્ર સત્યવાન. જે દંપતી સદ્‌ગુણી સંતાનના માતાપિતા થવાને ભાગ્યશાળી થયા છે. તેઓ સંસારના સઘળા દુ:ખોને વિસરી જાય છે. સત્યવાન સદ્‌ગુણી હતો. આજના સુધરેલા પુત્રો પગલે પગલેમાતા પિતાઓની સેવા તો શું પણ તેઓ સાથે વાત કરતા પણ શરમાય છે. અરે લખતાં પણ શર્મ થાય છે કે કેટલાક કુલાંગરો વૃદ્ધ માતાપિતાને યુવાનીના કેફમાં મદછક બની ઘરમાંથી હાંકી કાઢે છે આજના પુત્રોમાં શ્રવણ-પુંડરીક કિંવા અજામીલ જેવા સપુતોની સેવા ભાવનાનો છાંટો જોવામાં આવતો નથી. આપણી આ વાર્તાનો નાયક સત્યવાન એક આદર્શ પુત્ર હતો તે અહર્નીશ માતા પિતાની સેવામાં નિમગ્ન રહેતો.

એવી રીતે અરણ્યની પર્ણકુટીમાં રહી માતાપિતાની સેવા કરવા સાથે પોતાના શરીરને કેળવી રહ્યો હતો માતાપિતાની સેવામાંથી તે જ્યારે જ્યારે નિવૃત્ત થતો ત્યારે ધનુષવિદ્યા શીખતો રહેતો. તીર, તલવાર, ભાલો અને બરછી ફેંકવામાં તે બહુ જ કુશળ થઇ પડયો.

કુદરતનો એક એવો ક્રમ છે કે એક મનુષ્ય કિંવા એક કુટુંબ જ્યારે સંકટમાં સપડાય છે ત્યારે દિવસ પર દિવસ તેઓ વધારે ને વધારે સંકટોમાં સપડાતા જાય છે. રાજા દ્યુમતસેનને માટે પણ એવો જ પ્રકાર બનવા પામ્યો. તેઓ રાજ–તાજ ગુમાવી અરણ્યવાસી થયા, ત્યાંપણ સુખે રહી શક્યા નહિ. રાજા–રાણી ઉભય આંખોએ અંધ થયા તેથી તેઓના દુઃખોમાં અભિવૃદ્ધિ થઇ. તે પ્રમાણે સત્યવાનને શિરે માતાપિતાની સેવાનો જે બોજો હતો તેમાં વધારો થયો, છતાં પણ તે માની રહ્યો હતો. રાજારાણી પ્રભુ ઇચ્છાને આધીન થઇ જે સંકટો પડતાં તે કઠણ હૈયે સહન કરતા હતા. તેઓ સારી પેઠે સમજતા કેઃ—

"સુખ પછી દુઃખ હોય છે, દુઃખ પછી સુખ હોય.
સુખ દુઃખ સરખા ગણે, જ્ઞાની ગણવા સોય.
સુખમાં ગર્વ કરે નહિ, દુઃખમાં ધરે નહિ શોક;
એવા વીરલા લાખમાં, શોધ્યા જડશે કોક."

એવા વૃદ્ધ અને અંધ માતાપિતાની સેવામાં રાત–દિવસ રચ્યોપચ્યો રહેલો સત્યવાન એક દિવસ અરણ્યમાં કાષ્ટો કાપવા નીકળેલો હતો, તેવામાં અરણ્યમાં ઉપર જણાવેલો બનાવ બન્યો તે પણ આપણે વાંચી ગયા છીએ. કોઈ અજાણી બાળાને સિંહના પંજામાંથી રક્ષી લેવા તે પ્રાણને ભોગે તત્પર થયો. શૌર્યતાપૂર્વક તેણે સિંહને કાપી નાંખ્યો અને અશ્વપતિની પુત્રી સાવીત્રીનો પ્રાણ બચાવ્યો. તેની તે બહાદુરી અવલોકી સાવીત્રી તેના પ્રત્યે મુગ્ધ થઇ ગઇ. સત્યવાનના રૂપ સૌંદર્યે તેનું હૃદય જીતી લીધું હતું. સાવિત્રી પ્રથમ નજરે, જ્યારથી તેણે સિંહનો શિકાર કર્યો ત્યારથી જ તેને મનોગત વરી ચૂકી હતી; હવે આપણે એ જ જાણવાનું છે કે તે સત્યવાનને વરે છે કે નહિ? સાવિત્રીનો પિતા એક વનવાસીનો જામાત્ર તરીકે સ્વીકાર કરે છે કે નહિ?



# પ્રકરણ ૩ જું.

## "લગ્ન પ્રતિજ્ઞા"

"સ્નેહ વિજ્ઞાન શીખવાની, નથી કંઈ પાઠશાળાઓ,
પ્રેમના પાઠ ભણવાની, નથી કંઈ પાઠશાળાઓ;
કરતા પ્રિત શીખવાની, નથી કંઈ પાઠશાળાઓ,
હૃદયની જીત શીખવાની, નથી કંઈ પાઠશાળાઓ."

---

સત્યવાન ! આ માળા ઉપર બેઠેલાં મેના-પોપટ, આવડું મોટું વન હોવા છતાં માળો શા માટે બાંધતા હશે !

અરણ્યમાં વનફળો ચૂંટતા, એક માળો જોઇને સાવીત્રીએ પૂછયું.

ગૃહસ્થાશ્રમનો મીઠો અનુભવ કરવા જેમ આપણે સ્ત્રીપુરુષો ઘર બાંધી રહીએ છીએ તેમ તે પક્ષીઓ માળા બાંધી રહે છે

ખરેખર સંસારમાં જ્યાં જુઓ ત્યાં—

" સ્નેહમાં ઝુલતાં દીસે છે નરનારી કેરાં જોડલાં,
રસપૂરમાં ડુબતાં દીસે છે નરનારી કેરાં જોડલાં. "

સાવીત્રીના મુખમાંથી ઉદ્ગારો સરી પડયા.

'સાવીત્રી ! અત્યારે એ બધાનો અનુભવ તમોને નહિ થઈ શકે.

"કારણ ? સાવીત્રીએ અધીરતાથી પૂછયું."

"કારણ એ કે—

"પરણ્યા પહેલાં પરણેતનાં જ્ઞાન શીખાતા નથી,
ચંદ્ર અને ચકોરીના એક ધ્યાન શીખાતા નથી."

તરસ્યા રહે બપૈયા તેમ પાન શીખાતા નથી,
પરણ્યા પહેલાં સંસારસુખનાં ભાન શીખાતા નથી."

સત્યવાનના ઉપરોક્ત શબ્દોના પ્રતી ઉત્તરમાં સાવીત્રી બોલી, 'સત્યવાન ?' પરણવું એ તો સમાજની પ્રથા છે.

"સ્નેહથી સાગરને સરિતા મળવા જાય છે,
સ્નેહથી મુરલી નાદે મણીધરો બંધાય છે;
સ્નેહથી પતંગીયા, દીપક જ્યોતે પટકાય છે,
વિશ્વના પ્રાણી બધાં, પ્રેમથી એક થાય છે."

મારા જેવા એક અજાણ્યા તરૂણ સાથે અરણ્યનાં એકાંત સ્થાનમાં તમારા જેવી યુવાન બાળા આવી સ્નેહ વિષયક વાતો કરે તે શું યોગ્ય લેખાય ? સત્યવાને સાવીત્રીને નીતિનું ભાન કરાવ્યું.

સત્યવાન ! હવે હું તમોને અજાણ્યા નહિ પરંતુ યુગે યુગના પરીચીત આત્મા જાણી રહી છું. હું જેની સાથે આવા એકાંત સ્થાનમાં સ્નેહ વિષયમાં વાર્તાલાપ કરી રહી છું. તેને મારા પ્રેમદેવતા માન્યા પછી જ. સાવીત્રીએ સત્યવાનના પ્રશ્નનું નિરાકરણ કહી સંભળાવ્યું.

તમારો પ્રેમદેવતા, કોણ ?

સાવીત્રી ! આ શબ્દો શું મને જાગ્રતાવસ્થામાં સંભળાય છે ?

"ત્યારે શું આપને એવો ભાસ થાય છે કે, આ બધું સ્વપ્નામાં અનુભવાય છે ?

હા, જો જાગ્રતાવસ્થામાં અનુભવાતું હોય તો મને મારૂં પોતાનું અહોભાગ્ય મનાય છે.

"જ્યારથી જોયા તમોને, ત્યારથી પ્રેમ ઉભરાય છે,
કેમ કહી શકું મુખથી, મર્યાદાથી જીભ અચકાય છે;
જીવન થાયે સફળ મારૂં, જો તમે મુજને વરો,
પણ રાજકન્યા છો તમો, કબુલ રંકને શ્યે કરો ?"

તમારી ભૂલ થાય છે સત્યવાન !

"સ્નેહ કરતા જાત અને ભાત જોવાતી નથી,
સ્નેહ કરતા વાત શંક રાયની થાતી નથી;
મન મળે જેના થકી, ત્યાં ભેદભાવો પરહરે,
પ્રેમ આગળ રંકતાનો વિચાર પ્રેમી ના કરે."

તો સાવીત્રી ! હું ક્ષત્રિય પુત્ર છું. તમોને વચન આપું છું કે જો તમો મને વરશો તો જીવનભર હું તમારૂં ભરણપોષણ કરીશ, જીવનભર તમારૂં રક્ષણ કરીશ, તમારા પ્રત્યેક લાડકોડ હું પુરા કરીશ.

"એક પતિવ્રત ધારી સ્નેહ સર્વદા રાખીશ હું,
પ્રેમ આદર્શ પતિ સમો નિશદિને રાખીશ હું."

સત્યવાન ! હું તમોને અત્યારથી જ નહિ પણ પ્રથમ નજરે જોયા ત્યારથી જ વરી ચૂકી છું. તમોને મારી સંસારનૌકાના સુકાની, સૌભાગ્યના શણગાર, મારા માથાના મુગટમણી, મારા પ્રિયતમ, મારા જીવનાધાર ભરથાર ગણી ચૂકી છું. એટલે—

"સત્યવાન વિના સાવીત્રી અવરને વરશે નહિ,
પરહરશે પ્રાણ લીધેલા ટેક પરહરશે નહિ,
શિયળવતી છું નાર મારો નિર્ધાર કદી ફરશે નહિ:
સત્યવાન વિના અવર વરનો આ કર ચૂડો ધરશે નહિ."

એ રીતે સત્યવાન અને સાવીત્રી વચ્ચે લગ્નની પ્રતિજ્ઞાઓ લેવાઇ ચૂકી. સાવીત્રી જે ઉદ્દેશને લઈ સત્યવાન સાથે આવી હતી તે ઉદ્દેશમાં સફળ થઈ એટલે તેના આનંદની સીમા રહી નહિ સત્યવાનને માટે તો અત્યારનો પ્રસંગ સ્વપ્નવત્ બની રહ્યો હતો આનંદ અને ઉત્સાહથી ઉભરાતે અંતરે એણે તાજાં. અને મીઠાં ફળો, કંદમૂળો તથા જંગલી ધાન્યો એકત્ર કરી લીધાં થોડાં તેણે પોતે ઉપાડયાં, થોડાં સાવીત્રીને ઉપાડવા દીધાં. માર્ગમાં વાર્તા-વિનોદ કરતાં તેઓ પર્ણકુટીએ જઇ પહોંચ્યાં

પર્ણકુટીએ સઘળા સાવીત્રીની પ્રતિક્ષા કરી રહ્યા હતા. સારથી તથા અંગરક્ષકોએ તેના કુશળ વર્તમાન પૂછયા. સાવીત્રીએ જણાવ્યું કે હું કુશળ છું, એટલે સઘળા ખુશી થયા. એ પછી તેઓ સાવીત્રી સાથે અન્ય વિષયો પર વાર્તાલાપ ચલાવતા બેઠા.

સત્યવાને પર્ણકુટીમાં જઈ માતાને ફળો, ધાન્ય વિગેરે આપ્યાં, માતાએ તેની વિવિધ વાનીઓ બનાવી, પત્રાવળીઓ તૈયાર કરી. સત્યવાને સઘળા અતિથિઓને જમવા બોલાવ્યા. તેઓ આવ્યા એટલે સત્યવતીએ જે પત્રાવળીઓ તૈયાર કરી હતી તે પીરસી દીધી. તમામે બહુ જ ભાવપૂર્વક તે પદાર્થોનું પ્રાશન કર્યું. જમી ઘડી આરામ કર્યો. દિવસના અંતીમ પ્રહરે સારથીએ સાવીત્રીને પૂછયું:—

'બા, રથ જોડું ?'

'હા, તું રથ જોડીને જા. હું અહીંથી આવવાની નથી.'

હું હવે આ અરણ્યમાં જ રહેવાની છું.

આપને લીધા સિવાય હું અહીંથી જવાનો નથી. સારથીએ હઠ કરી.

તો તારી મરજી, સાવીત્રીએ જણાવ્યું. તે પછી તેણે એક પત્ર લખ્યો, તેમાં તેણે તેના પિતાને જણાવ્યું કે, પૂજ્ય પિતાશ્રી અરણ્યમાં એક ક્ષત્રિય પુત્રે સિંહના પંજામાંથી મારા પ્રાણની રક્ષા કરી છે, તેના તે ઉપકારના બદલામાં તેમ જ તેના અપાર શૌર્ય-સાહસ પ્રત્યે મુગ્ધ થઇને હું તેને મનથી વરી ચૂકી છું એટલે હવે આપને ત્યાં આવવા ઇચ્છતી નથી. આ પત્ર મળે કે તુરત આપ પધારશો અને આપની આ રંક પુત્રીને તેની ઇચ્છા પ્રમાણેના વર સાથે વરાવી જશો, જેથી આપને કન્યાદાનનું પૂણ્ય પ્રાપ્ત થશે.

ઉપર પ્રમાણે પત્ર લખી તેણે તે પત્ર સારથીને આપીને કહ્યું, આ પત્ર તું હમણાંને હમણાં મારા પિતાજીને પહોંચાડી દે.

સેવક પત્ર લઈને તે વખતે જ રવાના થયો.

સેવકને રવાના કર્યા પછી સાવીત્રી રાણી સત્યવતી પાસે જઇ કહેવા લાગી કે-માજી મારો સ્વીકાર કરશો ?

દીકરી ! અહીં રહેવું હોય તો સુખેથી રહો પણ તમે રાજકુંવરી છો અમે ગરીબ છીએ, વનવાસી છીએ, અમારી ઝુંપડીમાં તમોને કયા સુખો મળી શકે તેમ છે ?

હું તમારી પુત્રવધૂ તરીકે રહેવા ઇચ્છું છું. સાવીત્રીએ લજ્જાનો ભાર દૂર કરી જે કહેવાનું હતું તે રાણીને સંભળાવી દીધું.

મારા સત્યવાનના એવા ભાગ્ય કયાંથી કે તમારા જેવી ગુણીયલ ગૃહીણી મળે. જો એમ થાય તો અમારા સઘળા સંકટો દૂર થાય, અમારે મન અમારી ઝુંપડી રાજભુવન બની જાય.

માજી એવું વદી મને શર્માવશો નહિ. મારી પ્રાર્થનાનો જવાબ આપો. મને પુત્રવધૂ તરીકે સ્વીકારશો ?

ખુશીથી.

સાવીત્રી આનંદઘેલી બની બહાર દોડી ગઈ. તેની સખીઓને એક તરફ લઈ જઈ કહ્યું-બ્હેનો, હું સત્યવાન સાથે પરણવાની છું. તેના માતુશ્રીએ મારો સ્વીકાર કર્યો છે.

સાવીત્રી ! તું ગાંડી થઇ ગઇ છે કે શું ? સત્યવાન કોણ ? આ અરણ્યમાં રખડતો ભીખારી, વનના વનફળોથી પેટ ભરનાર, એવા સાથે તારો અવતાર કેમ જશે ?

બ્હેનો ! મારે રાજાની રાણી નથી થવું. રાજમંદિરોમાં નથી રહેવું. ગરીબની ગૃહીણી બની આ ઝુંપડીમાં સાદું જીવન ગાળી, નારી જીવનનું સાર્થક કરવું છે.

"જે જે સુખો ગરીબીમાં તે શ્રીમંતાઈમાં નથી,
છે સુખો આ રાનમાં તે મહેલાતમાં નથી;
મહોટાઈ વૈભવ સુખો કરતાં ગરીબી સારી છે,
ગરીબી છે ગમે સુજને, પ્રભુને એજ પ્યારી છે."

સખીઓ સાવીત્રીની આવી ભાવના જાણી મૌન થઇ ગઈ. સાવીત્રી તેઓ પાસેથી પર્ણકુટીમાં જઈ સત્યવતી પાસે બેઠી. સત્યવતીએ સઘળી વાત દ્યુમતસેનને કહી સંભળાવી. પોતાનો પુત્ર અશ્વપતી રાજાની કન્યા સાથે વરે છે એ વાત જાણી તેને શિરે અત્યાર સુધી જે જે ઘોર દુઃખો પડ્યાં હતાં તે વિસરાઇ ગયાં. તેના અંતરના અણુએ અણુમાં આનંદ છવાઇ રહ્યો.

એ પછી અરણ્યની એ ન્હાનકડી પર્ણકુટીમાં ભવ્ય રાજભુવન કરતાં અધીક આનંદ પ્રસરી રહ્યો. નિશાકાળે સઘળાં ફળાહાર કરીને ખુલ્લા ચોગાનોમાં અરણ્યની ખુલ્લી અને પુષ્પો સાથે સ્પર્શી વ્હાતી સુગંધ પૂર્ણ હવાનો આસ્વાદ લેતા નિદ્રાદેવીને આધીન થયા. તેઓને જીવનમાં આજ પહેલી જ વાર મીઠી અને સુખકર નિદ્રા આવી ગઈ. રાત્રિ ક્યારે–કેમ વીતી ગઇ તેનું પણ કોઇને ભાન રહ્યું નહિ. પ્રભાતે જ્યારે તેઓ જાગ્યા ત્યારે મહારાજ અશ્વપતી તે સ્થળે આવી પહેચ્યા હતા.

અશ્વપતીએ સાવીત્રી એક વનવાસી સાથે લગ્ન કરવા તૈયાર થઈ છે તે પ્રકાર જાણ્યો ત્યારથી જ ક્રોધાવેશમાં આવી ગયા. અત્યારે તે સાવીત્રીને સત્યવાન સાથે વરવાનો વિચાર ત્યાગી દેવા સમજાવી રહ્યા હતા

પુત્રી ! તું જે વનવાસીને વરવા તૈયાર થઇ છે તે કઇ કોટીનો છે તેનો વિચાર કર એના કુળ, એના રીતરીવાજ, એનો સ્વભાવ જાણ્યા સિવાય તું તેને ઇચ્છાવર વરવા તત્પર થઈ ગઇ ?

પિતાજી ! તે કંઇ નીચ કુળમાં જન્મેલ નથી. ક્ષત્રિય કુળને શોભાવે છે. અત્યારે ગરીબ છે તેથી શું ? મનુષ્યોની મહત્તા વૈભવ, લક્ષ્મી કિંવા સત્તા ઉપરથી સિદ્ધ કરી શકાતી નથી. જે પુરૂષમાં ઉચ્ચ આદર્શો હોય તે જ પુરૂષ મહાપુરૂષની ઉપમાને યોગ્ય છે.

અશ્વપતી તથા સાવીત્રી વચ્ચે આ વાતચીત થતી હતી તેવામાં અંધ દ્યુમતસેન તથા સત્યવતી તે સ્થળે આવ્યાં. દ્યુમતસેને અશ્વપતી તરફ બન્ને હાથ જોડી કહ્યું:—

મહારાજ! અમો અત્યારે આપની નજરમાં રંક દેખાતા હોઇશું પરંતુ જન્મથી રંક નથી. આપની પુત્રી સાવીત્રી સાથે વરવા મારો સત્યવાન સંપૂર્ણ લાયક છે તે હું આપને ખાત્રી-પૂર્વક જણાવું છું.

એ તો હું તમારી આ ઝુંપડી, તમારા કંગાળ દેખાવો અને તમારી હાલત જોઇને જાણી ચૂક્યો છું કે તમો ભિક્ષુક છો. મારી પુત્રી ભિક્ષુકને પરણે તે મને બીલકુલ રૂચતું નથી

મહારાજ! મારો સત્યવાન ભિક્ષુક નહિ પણ અયો........

ચૂપ. અશ્વપતીએ દ્યુમતસેનને આગળ બોલવા દીધો નહિ. તે સાવીત્રીનો હાથ પકડી એક તરફ લઇ ગયો અને તેને વિવિધ વાક્યો વડે સત્યવાન સાથે લગ્ન કરવાનું માંડી વાળી પોતાની સાથે રથમાં બેસી જવા સમજાવવા લાગ્યો.

સાવીત્રી મનથી સત્યવાનને વરી ચૂકી હતી. હવે તેનો ત્યાગ કરી જવા ઇચ્છતી નહોતી. તે પિતા તરફ કરૂણા યાચતી હોય તેવું મુખ કરી બોલી:—

"નહિ પિતાજી એ સત્યવાને સિંહના પંજામાંથી મારો પ્રાણ બચાવ્યો એ ઉપકારનો બદલો હું નહિ વિસરી શકું!"

"ઉપકાર ભૂલી જાય તે કૃતઘ્નીઓ કહેવાય છે;
ઉપકારનો આભાર માને એજ માનવી મનાય છે."



# પ્રકરણ : ૪ થું

## "પરાણે-પરણી"

વીરલ હૃદયમાં સંભવે, સ્નેહ શૌર્ય વૈરાગ,
સત્યવાન કાજે સાવીત્રીએ કીધો સર્વનો ત્યાગ."

---

પુત્રી! સત્યવાને સિંહના પંજામાંથી તારી રક્ષા કરી તે ઉપકારનો બદલો તું કહે તે રીતે વાળી આપું પરંતુ હું તને તેની સાથે પરણાવવા ઇચ્છતો નથી. અશ્વપતીએ અરણ્યમાં આવી, સાવીત્રી સત્યવાનને વરવા ઇચ્છે છે તે પ્રકાર જાણીને તેને તેની સાથે લગ્ન કરવાનો વિચાર માંડી વાળવા ફેરી ફરી સમજાવી.

નહિ પિતાજી! સ્ત્રી, જીવનમાં એક જ પુરૂષને વરી શકે છે. જે પુરૂષને પ્રથમ નજરે નિહાળતાં સાથે મેં મારૂં તન, મન તેને અર્પણ કરી દીધું, જેને વરવાનો મનમાં દઢ સંકલ્પ કરી લીધો, એક વખત મનથી જે પુરૂષને મેં પતિ માની લીધો તે મારો પતિ થઈ ચૂકયો. હવે હું મારો નિશ્ચય પરહરી શકીશ નહિ. કારણ —કે

"તરણા ચરે છે મૃગલીઓ સિંહણો ચરતી નથી,
વૃત્તી ફરે વેશ્યાઓ તણી, સતી તણી ફરતી નથી;
પતિવ્રતા નારી એજ, જે નીજ ટેક પરહરતી નથી,
વરે છે વર એક, અવરનું મુખ પણ જોતી નથી."

દીકરી! તું દેવ કન્યા, માનવીને વરી તારા તાતની કીર્તિ કલંકીત કરવા ઇચ્છે છે? વિચાર કર તું કોણ છે?

"દેવના દરબાર માંહે દેવકન્યા દીપશે,
દેવ કેરી જે સુતા તે પત્ની માનવની થશે?
આ કંગાલ કેરી ઝુપડીમાં કયા સુખો તું પામશે?
સમજ, કરીશ જો હઠ તો જીંદગી એળે જશે"

પિતાજી ! પતિવ્રતને ખાતર હું ચાહે તેવા ઘોર સંકટો સહેવાને તૈયાર છું. પ્રેમ વિના દેવને પરણી સુખ વૈભવો મહાણુવા કરતા જે સત્યવાન પ્રત્યે મ્હને પ્રેમભાર છે તેને પરણી આ ઝુંપડીનાં ઘોર સંકટો સહન કરવામાં હું સ્વર્ગીય સુખોનો સંતોષ અનુભવીશ.

"પ્રેમ વીના પરણુવામાં સુખ ને શો સાર છે,
સ્નેહી જીવન સંકટ બને તો સ્વર્ગ આ સંસાર છે;
પ્રેમ વીના દેવો તરફ મને ઘણો તિરસ્કાર છે,
જીવનજ્યોતી લીધો ગોતી સત્યવાન મુજ ભરથાર છે"

સાવીત્રીનો આવો અડગ નિશ્ચય જાણી અશ્વપતીને અતીશય રોષ ઉત્પન્ન થયો. તે ઘણી ઘણી રીતે પુત્રીને સમજાવવા લાગ્યો પણ સાવીત્રીએ એકજ વાત પકડી રાખી કે જો વરીશ તો સત્યવાનને નહિ તો શારદાની પેઠે સમસ્ત જીવન બ્રહ્મચારીણી રહી જીંદગી વ્યતિત કરીશ, કિન્તુ સત્યવાન સિવાય અન્ય વરને આ જીવનમાં કદાપી વરીશ નહિ, તેથી અશ્વપતીએ તેને ધમકાવવા માંડી.

સાવીત્રી ! જો તારે સત્યવાન સાથે વરવું હોય તો હું તને કશો કરીયાવર કરીશ નહિ.

નહિ પિતાજી ! હું આપની પાસેથી કશું ઇચ્છતી જ નથી.

"જ્યાં સ્નેહ છે ત્યાં સર્વ છે, જો પ્રેમ નથી તો કંઇ નથી.
કંગાલપણામાં પણ સત્યવાન સાથે રહીશ હું મોજથી;
સુખ પામીશ સ્વર્ગનાં સત્યવાનને વરવા થકી,
પરણાવો પિતા તેની સંગે, પછી ધન ધામની પરવા નથી."

એકની એક પુત્રી, દેવને પરણી સુખી થશે, એવી આશામાં અત્યાર સુધી રાચી રહેલા અશ્વપતીને અત્યારે પુત્રીની હઠથી અતિ શોક થયો. તે ક્રોધપૂર્ણ સ્વરે કહેવા લાગ્યો કે—

સાવીત્રી ! તેં મારી સર્વ આશાઓનો નાશ કર્યો છે, હું તને કોઈ શકિતશાળી દેવ સાથે પરણાવી મારી સર્વ સંપત્તી કરીયાવરમાં આપી દેવા ઇચ્છતો હતો. એમ કરીને મને જે પુત્રની ખોટ છે તે

પૂરી લેવા માગતો હતો, પરંતુ તારા જેવી દુર્ભાગીણીને એ સુખો ગમ્યા નહિ. હવે તું તારી ઇચ્છા પ્રમાણે સત્યવાન સાથે લગ્ન કર. પરંતુ મારા વાક્યો સ્મૃતિમાં રાખજે કે તારે આખી જીંદગીમાં તને અતિશય કષ્ટો ભોગવવા પડશે.

"અવળી મતિ ઉપજી એ પૂર્વજન્મના પાપ છે,
રોઈ રોઇ જાશે જીંદગી એ તારા પિતાનો શ્રાપ છે."

બાપુ! આપની લાગણી મેં આ પહેલી જ વાર દુઃખાવી છે. આપની આજ્ઞાનો અસ્વીકાર કરવામાં હું અમાપ પાપ સમજતી, આપ જે પ્રમાણે કહો તે પ્રમાણે કરતી, કિન્તુ આજ સત્યવાનના સ્નેહે મને વિચારશુન્ય બનાવી મૂકી, જો કે હું સત્યવાનને વરવા માટે તમારી સાથે વાદવિવાદ કરૂં છું છતાં અંતરમાં સંતાપ પામું છું. પિતાને દુઃખ થાય તે પ્રકાર જાણી તેને અપાર દુઃખ થવા લાગ્યું પિતાનો શ્રાપ સાંભળી તેને કશો ભય ઉત્પન્ન થયો નહિ કારણ કે તે સતિત્વનો મહીમા સારી પેઠે સમજતી હતી. પતિવ્રતા નારીઓ કદાપી દુઃખ પામતી નથી એ માટે તેને અટલ શ્રદ્ધા હતી. એટલે તેણે તેના પિતાને જણાવ્યું કે:—

"પિતાજી! આપનો શ્રાપ સત્ય હશે પરંતુ સત્યવાનને પરણ્યા પછી એક દિવસ એવો આવશે કે જે દિવસે સન્નારીઓનો મહીમા આપને યથાર્થ સમજાશે"

"જીવનની ડુબતી નૌકા સ્હામે પાર ઉતારીશ હું,
સતિત્વ પ્રભાવે પિતા પતિના કુળ વધારીશ હું,
સાસરવાસ અને પિયરનો મહિમા વધારીશ હું
પતિ પિતૃ કુળને અવશ્ય ઉદ્ધારીશ હું."

ઓ અજ્ઞાન છોકરી! તને પોતાના હિતાહિતનું પણ ભાન નથી તો મને કે તારા પતિને શું તારવાની હતી! મારા શ્રાપને પ્રભાવે તું તારા સાસરીયાઓને અધીક રંક બનાવીશ, તારા દુર્ભાગ્યે તું તે બિચારાઓને રડાવીશ.

"નહિ દેખું હું જીવનમાં તુજને સુખથી હસતી,
જેને નસીબે હોય સુખ તેને સુજે નહિ અવળી મતી!"

એટલામાં આકાશ માર્ગે ભજ ગોવિંદ, ભજ ગોવિંદ કરતા ભગવાન નારદ ઋષી ત્યાં આવી પહોંચ્યા. અશ્વપતી રાજા તથા સતી સાવીત્રી પ્રેમપૂર્વક તેમનાં ચરણોમાં પડયાં. પછી રાજા તેમને કહેવા લાગ્યા, હે નારદજી આજે મારા દુખની સીમા નથી તેવા સમયમાં આપે મને દર્શન આપી દુઃખમુક્ત કર્યો છે નારદજીએ એટલામાં સાવીત્રી તરફ જોઇ રાજાને કહેવા લાગ્યા: હે રાજા, આ દેવી જેવી કન્યા વિવાહ યોગ્ય થઇ છે છતાં તમો તેનો વિવાહ કેમ કરતા નથી? આવા નારદમુનીના વચન સાંભળી રાજા દુઃખભર્યા અવાજે કહેવા લાગ્યા: હે મુની-રાજ, સાવીત્રી આ જંગલમાં દ્યુમતસેનના પુત્ર સત્યવાન સાથે લગ્ન કરવા હઠ પકડી છે માટે સાવીત્રીને બીજા કોઇ યોગ્ય રાજકુમાર સાથે લગ્ન કરવા સમજાવો. આવા રાજાના વચનો સાંભળી નારદમુની બોલ્યા: હે મહારાજ, આપની પુત્રીની પસંદગી ઘણી જ અયોગ્ય અને આપને દુઃખ ઉત્પન્ન કરનારી છે; પરંતુ આ સત્યવાન જે કહેવાય છે તે, તથા તેના માતાપિતા હરહંમેશ સત્ય વદનારા, પવિત્ર અને સદાચારી છે. તે દરેક શાસ્ત્રમા પ્રવીણ છે, અને એના જેવો કુશળ, સુંદર રાજકુમાર અવનીમાં એકે નથી; પરંતુ તેનામાં એક ભયંકર દોષ છે કે જેનાથી સાવીત્રીને ઘણું જ દુઃખ પામવું પડશે કારણ કે તે ઘણાજ ટુંકા આયુષ્યવાળો એટલે ફક્ત આજથી બરાબર એક વર્ષે તેનું મૃત્યુ થશે. માટે હે સાવીત્રી, તું તારી હઠનો ત્યાગ કરી બીજા રાજકુમારને પસંદ કર આવા નારદમુનીના વચનો સાંભળી રાજા તેમજ સાવીત્રીને પારાવાર દુઃખ થયું. પરંતુ સતી એવી સાવીત્રી તેના નિશ્ચયમાંથી જરાપણ ડગી નહિ અને તે નારદમુનીને તેમજ તેના પિતાને દીન ભાવે કહેવા લાગી:હે

પ્રભો, હે તાત, મેં જેને એક વખત મારો પતિ માની સ્વીકાર કર્યો છે તે જ આ જન્મે તો શું પરંતુ આવતા જન્મે પણ મારો પતિ માન્યો છે. ભલે તે અલ્પ આયુષ્યવાળો હોય છતાં હું મારા સતિત્વના પ્રભાવ વડે તેના આયુષ્યની રક્ષા કરીશ.

આવા સતિના વચનો સાંભળી નારદમુનીએ રાજાને આજ્ઞા કરી કે તમો અહીંઆ જ સાવીત્રીના લગ્ન સુખે કરી આપો.

અશ્વપતિરાજા નારદમુનીના વચન ઉથાપી ન શકયા. તેણે તરત જ દ્યુમતસેનરાજા તથા રાણી સત્યવ્રતા, ને સત્યવાનને બોલાવ્યા અને નારદમુની ત્યાં બંનેનો હસ્તમેળાપ કરાવી અંતરધ્યાન થયા.

રાજા પોતાના રસાલા સાથે પાછા ફર્યા. અને સાવીત્રી જંગલમાં રહી સાસુ, સસરા અને પતિની સેવા કરવા લાગી. સત્યવાનને સાવીત્રી જેવી કન્યા મળવાથી ઘણો આનંદ થયો, અને ઇંદ્ર જેમ ઇંદ્રાણી સાથે નંદનવનમાં ક્રીડા કરે છે તે પ્રમાણે ક્રીડા કરવા લાગ્યો. સાવીત્રી પોતાના સ્વામીનું અલ્પ આયુષ્ય છે એવું નારદમુનીનું વચન ધ્યાનમાં રાખી દિવસ ગણવા લાગી.

દિવસ જતાં વાર લાગતી નથી વર્ષ પૂરૂં થવા આવ્યું ફક્ત તેને ત્રણ જ દિવસની વાર હતી. એક વહેલી સવારે સાવીત્રીએ કૃષ્ણ સરિતાને કિનારે સ્નાન કરી નારદજીનું ધ્યાન ધર્યું. નારદજી પ્રગટ થયા અને પ્રસન્ન વદને પૂછવા લાગ્યા: પુત્રી ? મને એકાએક શા માટે સંભાર્યો ? ઋષિરાજ ! આપ મારી અંતર વેદના જાણો છો. આપે જ ભવિષ્ય ભાખેલ છે, તેની મને રાત દિવસ ચિંતા રહ્યા કરે છે. મહારાજ ? મ્હારા પ્રત્યે કરુણા કરી કોઈ એવો ઉપાય બતાવો કે જે ઉપાય વડે મારા પતિના આયુષ્યમાં વૃદ્ધિ થાય.”

પુત્રી ! સઘળા ઉપાય છે પરંતુ આયુષ્ય વધારવાનો એક પણ ઉપાય નથી. કારણ કે—

"છઠ્ઠીએ વિધાતા કરે જે આંકડા લખાય છે.
તે નવ વધે નવ તલ ઘટે, મિથ્યા કદી નહિ થાય છે;
અંત દિવસ સત્યવાનનો તે મિથ્યા થશે નહિ.
લેખ વિધાતા તણા, ખોટા કદી ઠરશે નહિ."

સાવીત્રીએ એ સાંભળી જવાબ આપ્યો કે—

"મનુષ્ય ધારે તે કરે, એવું બધે બોલાય છે,
લેખ પર મેખ મારે, સમર્થ માનવી લેખાય છે;
જપ, તપ, દાન, વ્રતો થકી મનમાન્ય ફળ પમાય છે,
માનવી ધારે તો, મોત મિથ્યા થાય છે."

હા, થાય છે પરંતુ તેને માટે તારે વ્રત કરવું પડશે. જો તારે તારા પતિના આયુષ્યમાં વૃદ્ધિ કરવી હોય તો વટનું વ્રત કર. જેઠ સુદ પુનમનું આ વ્રત ખાસ કરીને સૌભાગ્યની રક્ષા કરનારું છે. જેઠ સુદ તેરસથી શરૂ કરી જેઠ સુદ પુનમને રોજ વડના વૃક્ષની યથાવિધિ પૂજા કર. તે થકી શ્રી બ્રહ્માજી પ્રસન્ન થશે. વટમાં વાસ કરનાર રક્ષક દેવતાઓ તારા પતિની રક્ષા કરશે. એટલું કહી નારદજી અલોપ થઇ ગયા. સાવીત્રી પર્ણકુટીએ જઇ સાસુ–સસરાની સેવામાં તલ્લીન બની.

બીજા દિવસથી તે સતિ સન્નારીએ વટ વ્રતનો આરંભ કર્યો. તેને અપવાસ, ઉજાગરા અને દેહદમન કરતી જોઇ રાણી સત્યવતી કહેવા લાગ્યા કે બેટા! તું હજી બાળક છે આવા વ્રત અપવાસો કરવાથી તને કષ્ટ થશે. ગમે તેમ હોય તું રાજકન્યા છે. કઠોર વ્રતો કરીશ તો તારી કોમળ કાયા કરમાઈ જશે.

સાવીત્રી સાસુને પ્રસન્ન ચિત્તે જવાબ દેતી બોલીઃ "માતુશ્રી, આપની સેવામાં મારો આનંદ સમાયો છે."

❋

# પ્રકરણ : ૫ મું.

## સતિત્વનો મહિમા.

"નારી જીવનનો મહામંત્ર છે, પતિ તણી ભકિત;
સ્વામી ભકિતથી નારી ધારે તે કરી શકતી."

---

સાવીત્રીએ ત્રિરાત્રી વ્રત કરવા માંડયું. ત્રણ દિવસ અને ત્રણ રાત્રી સુધી નિયમ પ્રમાણે વ્રતનું પાલન કર્યું. અને ત્રીજે દિવસે દેવો તથા પિતૃઓને તૃપ્ત કર્યા, વડનું પૂજન કરી વ્રતની ઉજવણી કરી સાસુ સસરાને પ્રણામ કર્યા. તેજ વખતે સત્યવાને આવી જંગલમાં લાકડાં કાપવા જવાની માતાપિતા પાસે આજ્ઞા માંગી.

"સુખેથી જા બેટા! પાછો જલ્દી આવતો રહેજે." વૃદ્ધ પિતાએ માયાભર્યા સ્વરે આજ્ઞા આપી.

"બાપુ! શરીર સાચવજે." માતાએ વાત્સલ્યભાવે પુત્રને ભલામણ કરી.

"ચિંતા કરશો નહિ મા." કહી સત્યવાન જવા લાગ્યો.

"ઊભા રહો હું પણ સાથે આવું"

'તમોને સાથે લઈ જવું એ સારૂં નથી."

"કારણ?"

"કારણ એ કે, અરણ્યમાં કાંટાળા વૃક્ષો હોય છે તે તમારા કોમળ પગોમાં વાગશે. ઝાડી ઝાંખરાઓમાં ભરાઈને વસ્ત્રો ફાટી જાય એ તો ઠીક પરંતું તમારા સુકોમળ શરીર ઉપર ઉઝરડા થાય, એથી આખા અંગે વેદના થવા લાગે. વળી મ્હાડી માગે

ચાલવાથી થાકી જવાય, માર્ગમાં ઠેકાણે ઠેકાણે ઠોકરો લાગે, એટલા માટે મારી સાથે આવવાનો વિચાર માંડી વાળ."

"નહિ નાથ! આપનો સાથ હોય ત્યા ગમે તેવી વેદનાઓ વેઠવી પડે તોય હું સ્વર્ગીય સુખ માનનારી છું. હું કોમળાંગ છું અને આપ ક્યાં નથી? હું તો સાધારણ રાજાની કુંવરી છું અને આપ મહાન વૈભવશાળી રાજાના રાજકુમાર છો. અરણ્યમાં કષ્ટો કાપતી વખતે આપને કેટલું કષ્ટ થાય છે તે અનુભવવા તથા વનની શોભા વિલોકવા આજે તો મારે આપની સાથે આવવું જ છે."

જો તમારી એવી જ ઇચ્છા હોય તો મારી ના નથી. જાઓ માતુશ્રીની આજ્ઞા મેળવી આવો. સત્યવાને કહ્યું.

સાવીત્રી સત્યવતી પાસે દોડી ગઇ, માજી હું આપના પુત્ર સાથે અરણ્યમાં જાઉં છું.

સુખેથી જા. પણ સાવીત્રી! જાળવીને ચાલજે. દીકરી, પગમાં કાંટા કાંકરા વાગી જાય નહિ. સત્યવતીએ પુત્રવધૂને રજા આપી

સાવિત્રી આવી એટલે બન્ને આગળ ચાલ્યા. કૃષ્ણા સરિતા ઉલ્લંઘીને સ્હામે તીરે પહોંચ્યાં એક ઘટાદાર ઝાડી પાસે જઈ અટક્યા.

સત્યવાન અને સાવીત્રી અત્યારે જે સ્થળે અટક્યાં તે સ્થળ જેટલું સુંદર તેટલું જ ભયંકર ભાસતું હતું. ન્હાની ન્હાની ગીરીમાળાઓ નજીક જમ્બર પહાડો દૃષ્ટિગોચર થતા હતા. તેમાં ભયંકર ગુફાઓ દેખાતી, તે ગુફાઓમાંથી સિંહોની પ્રચંડ ત્રાડો સંભળાતી હતી થોડે દૂર કૃષ્ણા સરિતા વાંક ખાતી હતી. તેના કિનારાનો દેખાવ તે સ્થળેથી ભેંકાર ભાસતો હતો. એ સ્થળે જે વૃક્ષો હતા તે ફળદાયી કે પુષ્પદાયી નહિ કિન્તુ કાંટાળા હતા, તેવા વૃક્ષોમાંથી સત્યવાન સુકાં વૃક્ષો શોધવા લાગ્યો, એક વડની

ઘટાદાર છાયમાં તેણે સાવીત્રીને બેસાડી દીધી અને તે કાષ્ટો કાપવા લાગ્યો.

સાવીત્રીની દષ્ટિ સત્યવાન તરફ જ લાગી રહી હતી, માર્ગમાં એના શોકની પરિસીમા ન હતી, પરંતુ પતિ જાણી ન જાય એટલા માટે મુખ પરાણે હાસ્ય ભર્યું રાખતી. મીઠી મીઠી વાતો કર્યાં કરતી હતી, પરંતુ અંતરમાં શોકની જવાળાઓ ભભૂકતી, તે ભરથારના ભાવિનો વિચાર કરતી ભયથી વારંવાર કંપતી હતી.

અચાનક સત્યવાનના માથામાં દર્દ થઈ આવ્યું. તેના અવયવો અને શરીર કંપવા લાગ્યા, તેથી તે વડની પાસે આવી સાવીત્રીને કહેવા લાગ્યો કે :—હે પ્રીયે મારૂં શરીર કંપે છે અને મારા અંગેઅંગમાં કાંટા ભોંકાય એવી વેદાના થાય છે માટે તમારા ખોળામાં માથું મૂકી સૂવા દો. આવા સત્યવાનના વચનો સાંભળી સતી સાવીત્રીએ તેને પોતાના ખોળામાં માથું મૂકી આરામ લેવા કહ્યું. સત્યવાન તેના ખોળામાં માથું મૂકી સૂઈ ગયો. તેની આંખો મીંચાઈ ગઈ. તે ભયંકર નિદ્રામાં પડયો.

વાંચક! સત્યવાન સમા સત્યવીરને શિરે અચાનક આ સંકટ તૂટી પડવાનું કારણ શું? કારણ અન્ય નહોતું. અત્યારે તેનું આયુષ્ય પૂર્ણ થઇ ચૂકયું હતું યમરાજ તેના પ્રાણ હરવા આવી પહોંચ્યા હતા, પરંતુ સાવીત્રીના સતિત્વના તેજને પ્રભાવે તેનાથી સત્યવાનના આત્માને લઇ જઇ શકાયો નહિ. તે ચાર ડગલા દૂર ઊભા રહ્યા અને સતિ સાવાત્રીને તેના પતિ પાસેથી કેવી રીતે દૂર કરવી તે વિચારવા લાગ્યા કારણ કે જ્યાં સુધી સાવીત્રીના પડછાયામાં પણ સત્યવાન હોય ત્યાં સુધી તેનાથી સત્યવાનના આત્માને સ્પર્શ કરી શકાય તેમ નહોતું.

વાહ ! સતી સન્નારીઓના સતિત્વમાં, તેઓની પતિભક્તિમાં કેવો અજબ ચમત્કાર છે? સાક્ષાત્ યમરાજ પણ સતિઓના તેજથી સળગી જાય છે. સતિનો એક જ શ્રાપ લાખો વીરોના નાશનું કારણરૂપ થાય છે. મોટા મોટા દેવો પણ સતિઓના સતિત્વ આગળ નમી જાય છે. ત્યાં યમરાજનું શું ગજું ? યમરાજા પ્રગટ થયા.

સાવીત્રીએ પોતાની સમક્ષ એક ભયંકર કાળા વર્ણવાળા પરંતુ ઉગ્ર તેજવાળા મનુષ્યને આવેલા જોયા સતિએ તેમને પૂછ્યું, હે ભય ઉપજાવનાર તું કોણ છે? આ સાંભળી લોકોને ભય ઉપજાવનાર યમ બોલ્યા, હે સુંદરી, હે દેવી, હું યમ છું, અને તમારા પતિનું આયુષ્ય પૂરું થવાથી તેને બાંધી લઈ જવા આવ્યો છું.



# પ્રકરણ : ૬ ઠ્ઠું.

## " સાવીત્રીનો વિજય "

"સતિએ નિજ શકિત થકી સંકટ કીધ
યમરાયથી મેળવ્યો સાવીત્રીએ જય"

---

હે, યમરાજા! મેં એમ સાંભળ્યું છે કે યમદૂત મનુષ્યને લેવા આવે છે છતાં આપ જાતે કેમ પધાર્યા? આવું સતિનું પૂછવું સાંભળી યમરાજે કહ્યું. સત્યવાન બહુ ધર્મીષ્ઠ ને ગુણોનો ભંડાર છે તેથી મારા દુતો તેને લઇ શકે નહિ, તેથી હું જાતે આવ્યો છું. આવું સાંભળી સતી સાવીત્રી બોલી :—

"આપ પીળા પટકુળધારી દેવ દયાળુ દેખાવ છો,
દેવો દયાળુ હોય છે, નિર્દય તમે જણાવ છો.
ગરીબડી હું ગાય સમી, મુજને રડાવા ચહાવ છો,
જોડી અમારી તોડીને, પારધી થાવ છો."

આપ પોતે જ યમરાજ? જગતના સઘળા માનવીઓના પ્રાણ હરવા આવનાર આપ પોતે જ?

હા, એ હું પોતે જ.

"લખાયું લલાટે જેટલું આયુષ્ય એટલું ભોગવાય છે
આયુષ્ય થાયે પૂર્ણ જેનું, તે મુજ હાથમાં સપડાય છે.
આયુષ્ય આ સત્યવાનનું, પૂર્ણ અત્યારે થાય છે,
માટે જવા દે મુજને, સમય વીતી જાય છે."

એમ બોલી યમરાજે ત્યાંથી જવા કર્યું. સાવીત્રીએ પોકાર પાડી જણાવ્યું: મહારાજ! સત્યવાનને અન્ય પુરુષોની પેઠે એક

નહિ બે ખોળીયા છે. એક તેમનો ને બીજો મારો. જેમ તેના ખોળીયામાંથી તમોએ પ્રાણ ખેંચ્યો તેમ મારા ખોળીયામાંથી પણ પ્રાણ ખેંચી લ્યો. કારણ કે :—

"તેની સંગે આવવાની છે મુજને વાંચ્છના;
એ દેહ નથી જુદા એમાં એકજ છે આત્મા.
પ્રાણાધાર આ મા મુજ સ્વામીની સંગી થાઉં હું,
એકલો એનો જીવ નહિ લઈ જવા દઉં હું."

પુત્રી! તારી હઠ નકામી છે, મારાથી તને સાથે લઈ જઈ શકાય તેમ નથી. યમે જણાવ્યું.

તો મારાથી મારા પ્રાણાધારના આત્માથી અળગું થઈ શકાય તેમ નથી. સાવીત્રીએ દૃઢતાભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

યમરાજે જાણ્યું કે, સ્ત્રી હઠ સમજાવવાથી શાંત પડશે નહિ, તેના પતિનો પ્રાણ લઇ હું ચાલતો થઈ જાઉં એટલે તે બે ઘડી રડી કકળીને શાંત પડશે

એવો વિચાર કરી, યમરાજે સત્યવાનનો પ્રાણ લઈ ગગન માર્ગે જવા માંડયું. યમરાજને અદ્ધર ચડતા જોઇ સાવીત્રી હાથ જોડી બોલી—હે પરમાત્મા જો હું શુદ્ધ સતિ હોઉં તો મારામાં ગગનમાર્ગે વિચરવાની શકિત પ્રકટ થજો.

એ સાથે જ જેમ પાંખો આવી હોય તેમ સાવીત્રી અદ્ધર ચઢવા લાગી. યમે આકાશમાર્ગે ઘણે દૂર જઇ પાછળ નજર કરી તો સાવીત્રીને પાછળ આવતી દીઠી. મનુષ્યલોકના માનવીમાં આવી અદ્દભૂત શકિત જોઇને યમરાજ પારાવાર આશ્ચર્ય પામ્યા. સાવીત્રીમાં એવી કઈ અદ્દભૂત શકિત છે કે જેના પ્રભાવે તે પોતાની પાછળ આવી શકી! યમરાજે વિચારવા માંડયું તો તેને સમજાયું કે સતિત્વ બળે સાવીત્રી અહીં સુધી આવી શકી છે. ધન્ય, ધન્ય,

સાવીત્રીના સતિત્વ માટે તેના મુખમાંથી ધન્યવાદના ઉદ્ગાર નીકળી પડયા. તેણે સાવીત્રી તરફ સપ્રેમ નજરે નિહાળતા કહ્યું:

દીકરી ! તારૂં સતિત્વ, તારો પતિ પ્રેમ અજબ છે. તારા જેવી નારી મેં ગંધર્વ, કૈલાસ, દેવલોક કિંવા નાગલોક કે ત્રીલોકમાં જોઇ નથી. તારૂં અપૂર્વ સતિત્વ જોઈ હું પ્રસન્ન થયો છું. માટે સત્યવાનના જીવન સિવાય તારે જે જોઇએ તે માગી લે અને કૃપા કરી અહીંથી પાછી વળી જા

પ્રભુ ! હુ મારા પતિના આત્મા સિવાય અન્ય કશું ઇચ્છતી નથી, છતાં જો આપની ઇચ્છા હોય તો મારા સાસુ સસરા બિચારા વૃદ્ધ અને આંખોએ અંધ છે તે બન્ને આંખોએ દેખતા થાય, તેઓની વૃદ્ધાવસ્થા દૂર થઈ નવ યુવાન બને.

તથાસ્તુઃ સાવીત્રી ! તારા સતિત્વના પ્રભાવે તેઓનાં ઘડપણ દૂર થશે, તેઓની આંખે દૈદિપ્યમાન થશે. હવે એટલેથી સંતોષ માની અહીંથી પાછી વળ અને મને જવા દે

એમ બોલી યમરાજાએ આગળ ચાલવા માંડયું. પરંતુ સાવીત્રી તેની પાછળને પાછળ જ જવા લાગી. બહુ દૂર જઇને યમરાજે પાછળ વળી જોયું તો સાવીત્રી દીઠી તેણે તેને મીઠી વાણીમાં પૂછયું:—

દીકરી ! નકામો પરિશ્રમ શા માટે કરે છે?

"યમ હાથ ગયેલા આત્મા, પ્રાસ કોઇને થતા નથી;
થાયે બધું જગતમાં, મરેલાઓ કદી જીવતા નથી."

એ નહિ બનતું હોય પણ મહારાજ ! આપ મને જણાવશો કે—

"છાયા પોતાતણી કદાપી વેગળી શું થાય છે?
પ્રાણ વીનાના ખોળીયાથી જગમાં જીવાય છે?
શ્વાસ નાસીકા થકી શુ વેગળો કરાય છે?
સતિ સન્નારી થકી નીજ પતિ વિના રહેવાય છે?"

પુત્રી ! " મીષ્ટ તારા વાક્ય સુણી હર્ષ મુજને થાય છે !
પતિ પ્રેમ તારો અનુભવી અજબ થઇ જવાય છે !
માંગી લે પતિ પ્રાણ વાના ચીત્ત તારૂં કંઈ ચહાય છે ?
હવે જવા દે મને વિલંબ બહુ થાય છે."

દેવ ! "આપ મને બીજું વરદાન આપવા ઇચ્છતા હો તો—

"મુજ શ્વસુર કેરૂં રાજ્ય વરસોથી રીપૂ કર ગયું,
જીવન સાસરીયા તણું ચક્રી તળે દબાઈ ગયું;
દુર થાય દુ:ખડાં સર્વ જાય વિપત્તીની પળો,
અયોધ્યાનું રાજ દ્યુમતસેનને પાછું મળો."

જા. તેમ થશે. તારા સસરા દ્યુમતસેનને અયોધ્યાનું રાજ્ય પાછું મળશે, હવે મને જવા દે, મારી પાછળ આવીશ નહિ. મારા કર્યમાં વાર લગાડી મને પાપભાગી બનાવીશ નહિ.

એમ કહી યમરાયે આગળ ચાલવા માંડયું. સતી તેની પાછળ ચાલી. બહુ દૂર પહોંચ્યા પછી યમરાયે કહ્યું: દીકરી ! આપણે મૃત્યુ લોકથી બહુ દૂર નીકળી આવ્યા છીએ માટે તું કૃપા કરીને પાછી જા.

પ્રભુ ! હું કયાં જાઉં ? મારા પતિનો પ્રાણ મને પાછો સોંપો તો પાછી ફરી જાઉં. તેના સિવાય એકલી જગતમાં જઇને હું શું કરૂં ? કયાં જઇને ઠરૂં ?

"સરવર તણી હું માછલી કહો કયાં જઈને વસું,
પ્રેમ વારી વિના વિશ્વમાં જરૂર ઝુરીને મરૂં.
સારસ સમા જે પ્રેમીઓ તે જુદા કદી પડશે નહિ,
એક પાછળ બીજું મરે, (કદી) એકલાં જડશે નહિ."

શાબાશ ! પતિપ્રેમ તે આનું નામ ! વિશ્વના તમામ પ્રાણીઓનો મને અનુભવ છે, પરંતુ અત્યાર સુધીમાં તારા જેવી નિ:સ્વાર્થ પતિ ભકિત મેં કોઈ પણ સતિના હૃદયમાં જોઈ નથી.

"સતિ પતિને પૂજતી, હોય જીવતો જ્યાંસુધી,
રાખતી સ્નેહભાવ, હોય ઘુંટાતો શ્વાસ ત્યાંસુધી,
મૃત્યુ પછી પતિ સબ સંગે બળી મરતી કૈંક સતી,
પણ તારી પેઠે પિયુ પ્રાણ સાથે કોઈ હજૂ આવી નથી."

માટે તું સત્યવાનના આયુષ્ય સિવાય ઈચ્છામાં આવે તે ત્રીજું વચન મારી પાસેથી માગી લે અને હવે કૃપા કરીને મને મારે માર્ગે જવા દે.

શું માંગવું? સાવિત્રીએ વિચારવા માંડયું. તેને પિતાનું નામ હૈયે ચડયું. જે પિતાએ તેનો તિરસ્કાર કર્યો હતો, જે પિતાએ તેના અંગ ઉપરના શણગારો છીનવી લીધાં હતાં તે પિતાનું હિત કરવા તે અત્યારે તૈયાર થઈ. તેણે હાથ જોડી કહ્યું: મહારાજ—

રિદ્ધિ સિદ્ધિ પિતા ગૃહે સુખ વૈભવો છલકાય છે,
રાજ છે, રાજના વારસ વિના, દિલ તાતનું દુભાય છે;
માટે આપવા ઇચ્છો છો વરદાન મને યમરાય,
તો આપો વર એ મુજ તાત ઘર સો પુત્રો થાય'

તથાસ્તુ: હવે મને જલ્દી જવા દે કહી યમરાયે જવા માંડયું દૂર જઇને પાછળ દૃષ્ટિ કરી તો સાવીત્રી તેની પાછળ જ હતી. હજુ તું ગઇ નથી? યમે ઊભા રહીને પૂછયું.

"ક્યાં જાઉં? આપ જેવા સજ્જનનો સહવાસ અને મારા પતિનો પ્રાણ તજી ક્યાં જાઉં?"

"સજ્જન સાથે ચાર ડગલાં ચાલતા સુખ થાય છે,
પરિચય મહોટાનો થતાં, મહા વિઘ્ન રાય છે;
દિલ આપનું દયા થકી, ભરપુર પ્રભુ દેખાય છે,
આપ સાથે ચાલવામાં, સુખ અતિ થાય છે."

સાવીત્રીના વાક્યો સાંભળી યમને કરૂણા ઉપજતી હતી. તેની પતિ ભકિતથી તે પ્રસન્ન થઈ ગયા હતા. હવે તે છેક યમપુરી નિકટ જઈ પહોંચ્યા હતા એટલે મનોગત વિચારવા લાગ્યા કે સાવીત્રીને એક છેલ્લું વરદાન આપી હું અહીંથી યમપુરીમાં જલદી જાઉં, એટલે તેનાથી મારી પછળ આવી શકાશે નહિ. એવો નિર્ધાર કરી તેણે સાવીત્રીને કહ્યું—

દીકરી ! સત્યવાનના પ્રાણ સિવાય તારે જે જોઈએ તે છેલ્લું વરદાન માગી લે.

"સતિત્વ જોઇને તારૂં, થયો છું ખુબ હું પ્રસન્ન,
મુખેથી માગ તે આપું. સુખ વૈભવ ધરા કે ધન;
સંપત્તી કે સંતતી માગી લે ઇચ્છતી જે મન,
માગીશ તે જરૂર આપીશ, અફર છે મારૂં વચન."

સાવીત્રી હાથ જોડી અતિ વિનયપૂર્વક બોલી—

"કરૂણા કરી વર આપવા ઇચ્છો જો યમરાય,
તો સત્યવાનથી મુજને સહસ્ત્ર પુત્રો થાય;
વંશ મુજ પતિ તણો, વેલા સમ પથરાય,
માતા બનું સો પુત્રની. સત્યવાન પિતાય"

તથાસ્તુ તેમ થાઓ યમરાયે વ ન આપ્યું, અને ત્યાંથી જવા માંડયું એટલે સાવીત્રી તેની આડે આવી, અતિ કરૂણ વાણીમાં બોલી—

મહારાજ, સાંભળ્યું છે કે,

'બોલ જે મોટા તણા, ખોટા કદી થતા નથી,
કોલ દે મોટા તે, મિથ્યા કદી જાતા થથી;
વચન આપે જાવ છો, લેશ અચકાતા નથી,
પણ થાય છે મિથ્યા વચન, કેમ વિચારતા નથી?"

મારાં વચનો મિથ્યા થાય છે? સાવીત્રીના સતિત્વ ઉપર મુગ્ધ બની ગયેલા યમરાયે વિચારવા માંડયું તો તેને જણાયું કે પોતે વચન આપતાં ભૂલેલ છે. સાવીત્રીએ માગેલ કે સત્યવાનથી મ્હને સો પુત્રો થાય. પોતે એમ થવાનું વચન આપી ચૂકેલ છે. જ્યારે બીજી તરફથી સત્યવાનના પ્રાણને પરલોકમાં લઇ જાય છે. હવે શું થાય?

પુત્રી ઊભી રહે કહી યમરાય અદ્રશ્ય થયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવતાઓ સમક્ષ જઇ હાથ જોડી બોલ્યા—

પ્રભુ! આપની માયાજાળમાં હું ફસાઇ પડયો છું. મારા પર દયા કરો. દયા કરો.

યમરાય શું છે? વિષ્ણુ પરમાત્માએ પૂછયું.

હું વિધાતાની ઇચ્છાનુસાર અયોધ્યાના રાજા દ્યુમતસેનના કુમાર સત્યવાનનો પ્રાણ લેવા ગયો હતો. સત્યવાનની પત્ની સાવીત્રીના મહાન સતિત્વ, એટલે સ્વામી સ્નેહ, અચળ શ્રદ્ધા અને પતિભકિત અવલોકી હું તેના પ્રત્યે પરમ પ્રસન્ન થયો. મેં તેને ભૂલમાં તેના પતિથી સો પુત્રો થવાનું વચન આપી દીધું છે. માટે કરૂણા કરી તેના આયુષ્યમાં અભિવૃદ્ધિ કરો નહિ તો મારી કીર્તિને લાંછન લાગશે ને મારા વચનનો ભંગ થશે.

વિષ્ણુએ યમરાયને કહ્યું:—યમરાય! સત્યવાન ચાર સૈકા જીવશે એટલા સમયમાં તેને એકસો પુત્રો થશે. તેના આયુષ્ય બરાબર સાવીત્રીનુ આયુષ્ય ટકશે. તેઓ પ્રેમી યુગલ સંસારમાં સર્વ પ્રકારના ઉત્તમ સુખો ભોગવશે.

પરમાત્માના શ્રીમુખેથી એવા વાકયોનું શ્રવણ કરી યમરાય અપાર આશ્ચર્ય પામીને પાછા ફર્યા. સાવીત્રી સમક્ષ પ્રગટ થઈને કહ્યું:—

ધન્ય છે પુત્રી! તારા જેવી સતિ શિરોમણી કોઇ થઈ નથી અને થશે પણ નહિ. તારી અડગ પતિભક્તિએ તારા મૃત્યુ પામેલા ભરથારને નવજીવન અપાવ્યું છે હવે તું તારા પતિ સાથે સુખેથી પછી જા. તારા પતિને ચાર સૈકા આયુષ્ય પ્રાપ્ત થયેલું છે.

એમ બોલી યમરાયે સત્યવાનના પ્રાણને મૂકી દીધા. તે સાથે જ સાવીત્રી તેને પ્રણામ કરી વાયુ વેગે સૃષ્ટિ પર ઉતરી. સત્યવાનનો દેહ હજુ ભૂમિ પર સૂતો હતો. તેને તેણે ઉછંગ પર લીધો. થોડીવારમાં જેમ ભર નિદ્રામાંથી જાગે તેમ સત્યવાન જાગ્યો. તે વ્યાકુળતાથી ચોતરફ ભય ભરી નજર ફેંકતો સાવીત્રીને કહેવા લાગ્યો કે:—

પ્રિયે! મને એક ભયંકર સ્વપ્ન આવ્યું. જાણે હું મૃત્યુ પામ્યો હતો.

પ્રભુ ખોટું આપ અહીં મારા ઉછંગ પર સુતા જ છો.

ખોટું નહિ ખરૂં. દેવી ત્હારી અનુપમ ભકિતને પ્રભાવે હુ નવજીવન પામ્યો. એટલામાં નજીકની ઝાડીમાંથી ખડખડાટ સંભળાયો અને તે સાથે મીઠા શબ્દોથી મને કોઇ બોલાવી રહ્યુ હોય એમ લાગ્યું

સત્યવાન સાવીત્રીએ દૃષ્ટિ કરી તો તેઓએ માતાપિતાને તે સ્થળે આવેલાં જોયાં. અત્યારે તેઓ વૃદ્ધ નહિ, નવયુવાન દેખાતાં હતાં. તેઓની અંધ ચક્ષુઓ વાત્સલતાના તેજથી ચમકી રહી હતી.

માજી! આપ દેખતા થયા? સાવીત્રી દોડીને રાણી સત્યવતીને બાઝી પડી

પુત્રી! આ સઘળો તારો પ્રતાપ છે. તમો અરણ્યમાં કાષ્ટો લેવા આવ્યા. ત્યારપછી અમો પર્ણકુટીમાં તમારી વાત જોતાં

હતાં તમોને પાછા ફરવામાં ઘણો વિલંબ થયો તે માટે ઉચાટ કરતાં બેઠાં હતાં. તેવામાં બ્રહ્મદેવતા અમારી સમક્ષ પ્રગટ થઈ બોલ્યા કે, તમારા પુત્ર સત્યવાનનું આયુષ્ય આજે પૂરું થયું હતું પરંતુ સાવીત્રીની પતિ ભકિતને યોગે તેણે પુનર્જન્મ મેળવ્યું છે એટલું જ નહિ પણ ચારસો વરસનું આયુષ્ય પામ્યા છે. તદુપરાંત તેણે યમરાય પાસેથી તમોને દેખતા થવા તથા જરા વસ્થામાંથી મુકિત પામવાના વરદાન મેળવ્યાં છે. બ્રહ્માજી એ શબ્દો ઉચ્ચારી અલોપ થઇ ગયા. તુરત જ અમો તમારી શોધ કરતાં અત્રે આવ્યાં છીએ.

સાવીત્રી સાસુને મુખેથી સ્વપ્રસંશા સાંભળી શરમાઇ ગઇ. ઘુમતસેને કહ્યું, બેટા સાવીત્રી ! મારા અહોભાગ્ય કે તારા સમી સતિ શિરોમણી પુત્રવધૂ મને મળી ગઇ. તારા પ્રતાપે જ દુઃખની ખાઇમાંથી અમારી મુકિત થઇ છે.

સત્યવાનને હવે સઘળી વાત સમજાઇ ગઇ. તેઓ ખાનપાન વિસરી આનંદજનક વાર્તાલાપ કરતા પર્ણકુટીએ જઈ પહોંચ્યા. અત્યારે તેઓ ન્હાનકડી ઝુંપડીમાં અયોધ્યાના રાજભુવન જેટલો આનંદ અનુભવતા હતા.



# પ્રકરણ : ૭ મું.

## "શત્રુ પર ચઢાઈ"

"મૃત્યુ ભય મટી ગયો, તેથી થયો હિમ્મતવાન;
શત્રુથી કરવા સમર, તત્પર થયો સત્યવાન."



આપણે ગત: પ્રકરણમાં વાંચી ગયા છીએ કે, "સતી સાવીત્રીના સતિત્વના પ્રભાવે સત્યવાન મૃત્યુના ભયમાંથી મુકત થયો. આર્ય સતિ સન્નારીની તપશ્ચર્યા સિવાય આવું મહાન ફળ મળવાનો એક પણ દાખલો જગતના કોઇ પુરાણ કિંવા ઇતિહાસોમાં નોંધાયો નથી. કોઈ પણ અદ્દભુત શકિતથી કાળને પાછો ઠેલાયો નથી કેવળ એક સાવિત્રીના મહાન સતિત્વના પ્રભાવે સત્યવાનનો કાળ ચારસો વરસ પાછો ઠેલાયો છે.

હવે સત્યવાનના અંતરમાં અપાર શૌર્ય, સાહસ અને ઉત્સાહ પ્રગટ થયો. ને મનોગત પોકારી ઉઠયો કે હવે ચાર સૈકાઓ સુધી મારી આયુષ્ય દોરી કોઇથી છેદી શકાય તેમ નથી. હવે મને મૃત્યુનો બીલકુલ ભય રહ્યો નથી, તો પછી મારે મારા પિતાના વેરનો બદલો વ્યાજ સહીત શા માટે ન લેવો; જે અધમાત્મા ચંડસેને મારા વૃદ્ધ પિતાને દગાથી હરાવી અમારૂં રાજપાટ પડાવી લીધું છે, જેની નિર્દયતાથી અમો આ અરણ્યમાં આવી આટલા વરસોથી અપાર કષ્ટો ઉઠાવી રહ્યા છીએ તે શત્રુને તેની કરણીનો આસ્વાદ શા માટે ન ચખાડવો? એવો વિચાર કરી તે સૂર્યોધ્યા તરફ જવા તૈયાર થયો.

સત્યવાન માતાપિતા તથા સાવીત્રીને સાથે લઈ અરણ્યમાંથી ઉપડી જવાની તૈયારીમાં હતો એવામાં અધિપતીરાજ કેટલાએક રથો, દાસદાસીઓ, અશ્વો, ઊંટો તથા શણગારેલા હાથીઓ સહીત તે સ્થળે આવી પહોંચ્યા. તેણે પર્ણકુટીમાં આવતાંની સાથે જ સાવીત્રીને બાહુપાશમાં લઈ કહ્યું કે—

"દિકરી ! તેં મારી તથા મારા સસરાની કીર્તિ અમ્મર કરી છે. મેં તે વખતે તને અનેક કટુ વાકયો કહ્યા હતાં. તને રોષપૂર્વક પરણાવી, કરીયાવર કરવો તો દૂર રહ્યો ઊલ્ટા તારા અંગ ઉપરના આભૂષણો ઉતરાવી ચાલ્યો ગયો તે વખતે હુ તને પૂરેપૂરી ઓળખી શકયો નહોતો. હમણાં તારી સર્વ કથા મારા સાંભળવામાં આવી છે તેં તારા સતિત્વને પ્રભાવે યમરાયને પ્રસન્ન કરી તારા સૌભાગ્યને ચાર સેંકા લંબાવ્યું છે.

તારા પતિના મૃત્યુને અટકાવ્યું છે એટલું જ નહિ તારા સાસુ–સસરા અંધ હતાં તેઓને દેખતા કર્યા છે. તેઓની જરા દૂર કરી નવયૌવન અપાવ્યું છે. મેં તારા પ્રત્યે તિરસ્કાર દર્શાવ્યો છતાં તું મારા તરફનો પ્યાર ભૂલી શકી નહિ તેં એકસો ભ્રાતાની ભગિની થવાનું વરદાન મેળવી મને વાંજીયાપણાના મહાન દુઃખ માંથી મુકત કર્યો છે. અત્યારે હું તારી ક્ષમા યાચવા તથા તમોને મદદ આપવા આવ્યો છું.

સાવીત્રી ગદ્દગદ્દ કંઠે પિતાના ચરણોમાં ઢળી પડીને બોલી, પિતાજી ! આપના મહાન્ ઉપકારો મારાથી શી રીતે વિસારી શકાય ? માતાપિતા જે કંઈ કરે છે તે સંતાનોના હિતાર્થે કરે છે એ પ્રકાર હું સારી પેઠે જાણું છું. આપે લગ્ન વખતે મારા તરફ જે કાંઈ અણગમો બતાવ્યો હતો તે મારા પ્રત્યેના પ્રેમભાવને કારણે જ

એ પછી અશ્વપતીએ સત્યવાનની તથા ધુમતસેનની ક્ષમા યાચી. સત્યવાને જણાવ્યું કે પિતાશ્રી, અમે અહીંથી અયોધ્યા જઈએ છીએ.

અયોધ્યા શા માટે ? અશ્વપતીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

અશ્વપતી આપે અયોધ્યપતી ધુમતસેનનું નામ કદી સાંભળ્યું છે ? ધુમતસેને પૂછ્યું.

હા. એ રઘુકુળ શીરોમણી મહારાજાના નામથી કયો હતભાગી અજાણ્યો હશે ?

"જેની ન્યાય નીતિ સત્ય આજે વિશ્વમાં વખણાય છે,
શૂરવીર અને રણધીર ક્ષત્રિય નૃપ જે ગણાય છે.
જેના કીર્તિસૂર્ય આગળ રવી ઝાંખો થાય છે,
ધુમતસેન આ ધરણી વિષે દેવ સમો લેખાય છે."

રાજન્, હું જ ધુમતસેન અત્યારે આપની સાથે વાર્તાલાપ ચલાવી રહ્યો છું.

શું કહો છો ? આપ પોતે જ ધુમતસેન ! અયોધ્યાના નાથ આપ પોતે જ ! આપની આ હાલત શાથી થઈ ?

ભાગ્ય પ્રબળતાથી.

"ભાવિના રંગ ન્યારા છે ઘડીઘડીમાં પલટાયે,
આજે હોય જે રાજા ભીખારી કાલે તે થાયે.
ગહન ગતી છે કર્મની કોઈથી નવ ટળાયે;
શાણા જનોને સુખ દુખ સમાન જણાયે,"

પોતાની પુત્રી કોઇ રંક વનવસીના પુત્ર સાથે નહિ પરંતુ અયોધ્યાના સૂર્યવંશી મહારાજા ધુમતસેનના યુવરાજ સાથે વરી છે તે જાણી અશ્વપતીને અધીક હર્ષ થયો. સાવીત્રી સત્યવાન સાથે પરણવા તૈયાર થઇ હતી તે વખતે તેણે જેટલો શોક જોયો હતો તેટલો જ અત્યારે તેને આનંદ થયો. તે સત્યવાનને કહેવા લાગ્યો કે હવે હું સઘળો પ્રકાર સમજ્યો. તમારા પિતા ધુમતસેનને હરાવી ચંડસેને અયોધ્યાનું રાજ્ય તમારી પાસેથી પડાવી લીધું તેથી જ તમો આ અરણ્યમાં આવી વસ્યા હશો? હવે જો તમારો નિરધાર ચંડસેન પર ચ્હડાઇ કરવાનો હોય તો હું પણ તમારી સાથે આવવા તૈયાર છું.

આપનું કામ નથી. એ દુષ્ટના સરદારને પહોંચી વળવા હું એકલો જ બસ છું.

"આ તલવાર કેરી ધારથી તેનું શિર છટકાવીશ હું,
એ લોહી નીતરતા શીરને ભાલા અણીએ ચઢાવીશ હું,
છે શૌર્ય કેવું સૂર્યવંશીઓમાં તે હવે બતાવીશ હું,
પળવારમાં એ કાયરને સમરમાં હરાવીશ હું."

અશ્વપતીએ સત્યવાનને અતિ આગ્રહ કર્યો—કિન્તુ તેણે જણાવ્યું કે મને એકલાને જ પ્રથમ ચંડસેન સાથે લડવા જવા દ્યો. જો હું તેને એકલે હાથે નહિ હરાવી શકું તો પછી આપને મદદે બોલાવીશ. તેથી અશ્વપતિએ તેને વિદાયગીરી આપી. સત્યવાન એક રથમાં વિજયમાન થયો. ધુમતસેન, સત્યવતી અને સાવીત્રી બીજા રથમાં બેઠા. પોતાના રથ સાથે તેણે હાથી, તથા અશ્વો રાખ્યા. બાકીના કેટલાએક દાસ દાસીઓને ધુમતસેનના રથ સાથે રાખ્યા અને તેણે માતાપિતાની રજા લઈ આગળ પ્રયાણ

કર્યું. મજલ પર મજલ કરતો તે અયોધ્યા નજીક જઇ પહોંચ્યો. પ્રજામાં વાયુ વેગે વાત ફેલાઇ ગઈ કે આપણા માજી મહારાજા ધુમતસેનનો કુંવર સત્યવાન વિશાળ સૈન્ય સહીત ચંડસેન પર ચઢી આવ્યો છે. તે સમાચાર જાણવામાં આવતા પ્રજામાંથી અનેક વીર પુરૂષો અનેક પ્રકારના શસ્ત્રો બાંધી પોતાના ખરા રાજાના વારસદાર કુમારના મદદગાર થવા દોડી આવ્યાં. અલ્પવારમાં સત્યવાનના રણધ્વજ તળે અસંખ્ય નરો એકત્ર થઇ ગયા એટલે તેણે ચંડસેનને કહેણ મોકલ્યું કે—

હું ધુમતસેનનો પુત્ર સત્યવાન મારૂં રાજ્ય સંભાળી લેવા આવ્યો છું માટે અત્યારે ને અત્યારે અમારૂં રાજ્ય અમોને સ્વાધીન કરી તમારે તમારા અપરાધો માટે ક્ષમા યાચી લેવી, નહિ તો લડવા તૈયાર થઇ જવું.

સત્યવાનનો એ સંદેશો સાંભળી અભિમાનના પુતળા સમા ચંડસેનનું અભિમાન ઉછળી આવ્યું. તે એકદમ તેનું સૈન્ય સજ્જ કરી સત્યવાન સ્હામે લડવા જવા સજ્જ થયો. સત્યવાનને તેણે જવાબ મોકલી આપ્યો કે તૈયાર થાઓ. હું લડવા આવું છું.

એવો જવાબ પાઠવીને તે તેના સૈન્ય સમેત નગર બહાર નીકળી રણભૂમિમાં આવ્યો. એના આગમન સાથે જ ભીષણ યુદ્ધ ચાલ્યું. ધનુષ્યોના ટંકારથી, યોદ્ધાઓના પડકારથી અને અશ્વા-ઓના ઘોર નાદોથી દશે દીશાઓ કંપી ઉઠી. સ્હામસ્હામું તૂમૂલ યુદ્ધ મચ્યું. તીરોની વૃષ્ટિઓ વરસવા માંડી. એમાં વીજળી ચમકતી હોય તેમ તલવારો ચમકવા લાગી. ભાલા, બર્છી અને સાંગોના પ્રહારોથી ઉભય પક્ષના અસંખ્ય વીરો ગતઃપ્રાણ થઇ ભૂમી પર

આળોટવા લાગ્યા. તેઓના જખ્મોમાંથી નીકળતી રુધીરધારાઓ એકત્ર થઈ એક સરિતા વહેવા લાગી. તેમાં નૌકાઓ તરતી હોય તેમ યોદ્ધાઓના અંગોમાંથી કપાઇને છૂટા પડેલા હાથ, પગ, નાક, કાન, ઇત્યાદિ અવયવો તણાવા લાગ્યા.

ઘણીવાર સુધી આવી ખૂનખાર લડાઈ ચાલી. સત્યવાન અપાર શૌર્યથી લડતો હતો. એક એક બાણના પ્રહારથી ચંડસેનના અનેક યોદ્ધાઓના પ્રાણ હરતો હતો. સૈનિકોની કારમી કતલ કરતો તે છેક ચંડસેનની નિકટમાં જઇ પહોંચ્યો. તેની સ્હામે તીર તાકીને પોકારી ઊઠયો—

ચંડસેન તૈયાર.

"આ તીર તારા જીવન કેરા હીરને હરનાર છે.
આ તીર તારા પાપની છેલ્લી સજા કરનાર છે;
સંભાળી લે કીરતારને, તારો અંત નિરધાર છે,
આ તીર છુટતાં સાથ, તારો બેડો પાર છે.

એમ બોલીને સૂર્યવંશી યોદ્ધાએ તીર છોડયું. તીર આબાદ ચંડસેનની છાતીમાં પડયું. એની કાયામાંથી સોંસરવું થઈ પીઠેથી નીકળી ગયું. ચંડસેન ગતઃપ્રાણ થઈ પૃથ્વી પર પછડાઇ પડયો.

ચંડસેન પડયો એટલે સત્યવાને યુદ્ધ બંધ કરાવ્યું.

જાલીમરાજ કયારનોય જીવતો કેદ પકડાય ગયો હતો.

સત્યવાને વિજય દુંદુભી વગાડતાં અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો. પ્રજાજનોમાં આનંદનું પૂર આવ્યું હતું. તેઓએ પોતાના શૂરવીર રાજવીનો ભારે સત્કાર કર્યો.

જ્યારે દ્યુમતસેન, સત્યવતી અને સાવીત્રી અયોધ્યા આવી પહોંચ્યાં ત્યારે અયોધ્યા પર સત્યવાનનો વિજયધ્વજ ફરકતો હતો. દ્યુમતસેન તથા રાણી સત્યવતીના દર્શન કરવા લોકો થોકેથોક ઊમટયાં. રાજારાણી બહુ કાળે પોતાના પુત્રવત્ પ્રજાજનોને નિહાળી આનંદ પામ્યા.

ચંડસેનનું રાજ્ય અયોધ્યાના રાજ્ય સાથે જોડી દેવાનો સત્યવાનનો નિરધાર હતો પરંતુ ચંડસેનની વિધવા રાણી તેના કુમારને લઈ તેને શરણે આવી. તેથી તે રાજ્ય તેના કુમારને આપી દેવાની ઉદારતા બતાવી.

## — ઉપસંહાર —

અયોધ્યાના સિંહાસન ઉપર સત્યવાન વિજયવાન થયો. તે દ્યુમતસેનની માફક ધર્મનીતિથી રાજકારભાર ચલાવવા લાગ્યો. તેના રાજ્ય અમલમાં પ્રજા અનેકવીધ સુખો ભોગવવા લાગી.

મહારાજા દ્યુમતસેને જાલીમરાજને ક્ષમા આપી જીવતો છોડી મૂકયો. તે સન્યાસ ગ્રહણ કરી પોતાના પાપો ધોઈ નાંખવા હિમગીરી તરફ તપશ્ચર્યા કરવા ચાલ્યો ગયો. દ્યુમતસેન અને રાણી સત્યવતી અયોધ્યા બહાર સરયૂ સરિતાને કિનારે આશ્રમ બાંધીને બાકીનું જીવન પ્રભુભકિતમાં ગાળવા લાગ્યાં



ઊર્મિ પ્રિન્ટરી, કોટસફીલ મેઈનરોડ, સુરત.